# સમાજવાદની પુનર્વિચારણા

: લેખક :

મીનુ મસાણી



: અનુવાદક :

જયંતી દલાલ

પદ્મ પ્રકાશન લિમિટેડ

— મુંબઈ —

કિંમત એક રૂપિયો

# સમાજવાદની પુનર્વિચારણા

પ્રથમવાર : નવેંબર, ૧૯૫૮





: મુદ્રક :
વિ. આર. સાવંત
એસોશીએટેડ એડવર્ટાઇઝર્સ
એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ
૫૦૫, આરથર રોડ, તારદેવ
મુંબઈ ૭

: પ્રકાશક :
મોરારજી પદમસી
પદ્મ પ્રકાશન લિમિટેડ
લક્ષ્મી બિલ્ડિંગ, ત્રીજે માળે
ફિરોઝશાહ મહેતા રોડ, કોટ
મુંબઈ ૧

શ્રીનૃ મસાણી કૃત SOCIALISM RECONSIDERED નો ગુજરાતી અનુવાદ પ્રગટ કરતાં અમને હર્ષ થાય છે. મૂળ અંગ્રેજી પુસ્તક એટલું બધું લોકપ્રિય થયું છે કે છ મહિનાની ટૂંક મુદતમાં એની બીજી આવૃત્તિ બહાર પાડવી પડી છે. આપણા દેશની જુદી જુદી ભાષાઓમાં એનો અનુવાદ થાય તો જનતાના બહુ મોટા ભાગને એ પહોંચી શકે એમ લાગવાથી અહિં એનો ગુજરાતી અનુવાદ રજૂ કર્યો છે. આશા છે કે ગુજરાતીમાં પણ એ સૌ કોઈના આવકારને પાત્ર થશે.

મૂળ પુસ્તિકાની પહેલી તથા બીજી આવૃત્તિની પ્રસ્તાવનાઓમાંથી મહત્વની કંડિકાઓ 'આમુખ'માં આપી છે એ ઉપરથી આ પુસ્તિકાની ઉપયોગિતાનો ખ્યાલ આવી શકશે. આજનું રશિયા, ઑક્ટોબર ક્રાંતિના આદર્શોથી કેટલું બધું દૂર જતું જાય છે અને એનું અત્યારનું સાચું સ્વરૂપ કેવું છે તેનો યથાવત ખ્યાલ આ પુસ્તિકા આપી શકશે. રશિયા વિશે આજકાલ એટલુ બધું લખાય બોલાય છે અને રોજબરોજ એની મહત્તા એટલી બધી વધતી જાય છે કે ત્યાંની અત્યારની પરિસ્થિતિ વિશે પૂરેપૂરી રીતે વાકેફગાર થવાનું ખૂબ જ જરૂરી બને છે.

ગુજરાતીમાં આવાં પુસ્તકો નહિ જેવાં જ છે પરંતુ સામાન્ય વાચકને પણ રશિયા વિશે જાણવાની આજ તો એટલી બધી તાલાવેલી લાગી છે કે, આ પુસ્તકને એ જરૂર આવકારદાયક લેખશે. શ્રી જયંતી દલાલે મૂળ પુસ્તિકાને ગુજરાતીમાં ઊતારવાનું કપરું કામ કેવી સફળતાથી પાર પાડયું છે તે વાચકો પોતે જ જોઈ શકશે. ગુજરાતીમાં આવાં પુસ્તકો વધુ ને વધુ લખાય વંચાય અને એ હેતુ પાર પાડવામાં આ પુસ્તિકા નહિ જેવો ફાળો પણ આપી શકે તો આ નમ્ર પ્રયાસ સાર્થક થયો માનીશું.

★

## : અમારાં અન્ય પ્રકાશનો :

### પ્રસિદ્ધ થએલાં

| | | |
|---|---|---|
| સીતા | (નાટક) | ચન્દ્રવદન મહેતા |
| કાદવનાં કંકુ | (વાર્તાસંગ્રહ) | બકુલેશ |
| આપણા નેતાઓ | (રેખાચિત્રો) | યુસુફ મહેરઅલી<br>અનુ: નંદકુમાર પાઠક |
| સુનંદા | (વાર્તા) | રમણ વકીલ |
| મૃચ્છકટિક | (નાટક) | સુન્દરમ્ |
| લતા | (સળંગવાર્તા) | ગુલાબદાસ બ્રોકર અને બીજાઓ |
| ફોરાં | (વાર્તાસંગ્રહ) | ડૉ. જયંત ખત્રી |
| ઉત્તરા | (વાર્તાસંગ્રહ) | જયંતી દલાલ |

### : હવે પછી :

| | | |
|---|---|---|
| શર્વરી | (વાર્તાસંગ્રહ) | કિસનસિંહ ચાવડા |
| ઠંડે પહોરે | (નિબંધિકાઓ) | મુનિકુમાર ભટ્ટ |
| ગાંધીવાદની પુનર્વિચારણા | | મોહનલાલ દાંતવાળા |
| આપણી કૉંગ્રેસ | | રમણિકલાલ શાહ |

તદુપરાંત ગુજરાતભરના જાણીતા લેખકોની કૃતિઓ

# આમુખ

આ પુસ્તિકાનો હેતુ તો હિન્દમાંનાં સમાજવાદીઓને 'સાધનો'ની પુનઃપરીક્ષા કરવા અને 'સાધ્ય'ની પુનઃવ્યાખ્યા કરવા ઉતેજવાનો છે. એ હેતુસર જ એ જેટલા જવાબ આપે છે તે કરતાં વધુ સવાલ પૂછે છે. અને હકીકતના પ્રકાશમાં પોતપોતાના નિર્ણયો તારવવાનું કામ હરેક વાચક પર જ છોડવામાં આવ્યું છે. અહીં રજૂ થએલી શંકાઓથી ઘણા મિત્રોને મૂંઝવણ થશે અને એથી એ વધુ તો એમને કદાચ ખીજ પણ ચડશે. 'નાસ્તિક' અને 'પાખંડી' બન્યાનો આરોપ પણ મારા માથે આવશે. આ સહુને મારે આટલું જ કહેવાનું છે કે હકીકત જ મૂંઝવનારી અને ખીજવનારી છે અને સામાજિક અને આર્થિક ક્ષેત્રમાં ન્યાય પ્રવર્તે એમ ઇચ્છનારાઓને આંખો બંધ રાખવાનો કે મોં ન ખોલવાનો શોખ પાલવે એવો નથી જ. (પ્રથમાવૃત્તિના નિવેદનમાંથી)

●

આ પુસ્તિકાની પ્રથમાવૃત્તિને, એમાં રહેલા 'નાસ્તિક' મતની દૃષ્ટિએ મેં ધાર્યો હતો તે કરતાં વધુ આવકાર મળ્યો. બધી રીતે જોતાં સમાજવાદ અને મૂડીવાદ બન્નેની પ્રચલિત અને પ્રચારિત વિચારણાથી દૂર જનારાઓને માટેની એક અગત્યની જરૂરિયાત એણે પૂરી પાડી હોય એવું લાગે છે. એ લખવા પાછળનો, હરપળે જેની અગત્ય વધતી જાય છે એવા પ્રશ્નોની સ્પષ્ટ વિચારણા પ્રેરવાનો પ્રાથમિક હેતુ પણ કેટલેક અંશે સધાયો છે.

●

પુસ્તિકાની સમીક્ષાઓએ એકબે ગેરસમજૂતીઓને પણ બહાર આણી છે. એમાંની પહેલી, મેં ગાંધીજીના વાલીપણાના સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો છે એમ આક્ષેપે છે. મેં તો કહ્યું છે કે હું મિલકતના રાષ્ટ્રીયકરણના વિકલ્પ તરીકે વાલીપણાના સિદ્ધાન્તને નથી સ્વીકારતો (પ્ર. આ. પા. ૫૩/૫૪) પણ સંક્રાન્તિકાળ દરમિયાન જેનો ઉપયોગ થઈ શકે એવા વિચારબીજ તરીકે એનું મૂલ્ય સ્વીકારાવું જોઈએ એટલું જ મેં કહ્યું છે. બીજી ગેરસમજૂતી મેં બર્નહામની 'મેનેજેરિયલ રેવોલ્યુશન'માંની વિચારસરણીનો સ્વીકાર કર્યો છે એવો આક્ષેપ કરે છે. બર્નહામ પોતે પણ આવી

મુનીમશાહીની હિમાયત નથી કરતો. એ તો માત્ર એક આગામી ભય વિષે આપણને ચેતવે છે. આની શક્યતાઓ વિષેની એની વિચારણા સાથે હું સહમત થાઉં છું અને હિન્દમાં આ મુનીમશાહી આવતી અટકે એટલા જ કારણસર હું ગાંધીજીની વિચારસરણીના તાત્ત્વિક અભ્યાસની ભલામણ કરું છું. કદાચ પેલી મુનીમશાહી ચુંગલમાંથી એ ઉગારો અપાવી શકે. સર્વસત્તાવાદી હકૂમતનો હું વિરોધી છું એ જ કારણસર હું આજના રશિયાને સમાજવાદી રાજ તરીકે સ્વીકારી નથી શકતો.

●

'સમાજવાદની પુનર્વિચારણા'ની પ્રસિદ્ધિ બાદ તુરત જ પ્રો. દાંતવાલાની પુસ્તિકા 'ગાંધીવાદની પુનર્વિચારણા' પ્રગટ થઈ. મેં જે વિચારણા રજૂ કરી હતી તેને આથી સમર્થન અને પુષ્ટિ મળ્યાં. ત્યારબાદ મારી પુસ્તિકાના જવાબરૂપે બે બીજાં પ્રકાશનો પ્રગટ થયાં. બન્નેનું ઉગમ સામ્યવાદી કાફલામાં હતું પણ વેશપલટાની જાણીતી નીતિ અનુસાર 'સામ્યવાદી' 'સમાજવાદી' બન્યા અને 'બિરાદર'ને 'શ્રીયુત' બનવું પડ્યું. એક જ શ્વાસમાં મારી સામે ફાસિવાદી, ટ્રોટસ્કીવાદી અને મૂડીદારોના પ્રતિનિધિ હોવાના આક્ષેપો થયા છે. એક જ વ્યક્તિને માટે એકી વખતે આ સર્વ હોવું એ અશક્ય છે એટલું જ હું નમ્રતાપૂર્વક જણાવી દઉં. સામ્યવાદીઓને ઝાઝો જવાબ આપવાની મને જરૂર દેખાતી નથી. એમની ભવ્યતા એમના ભૂતકાળમાં જ છે. અને 'હરિજન'ના જે છેલ્લા અંકનું પોતે સંપાદન કરવાના હતા તે તા. ૯ ઑગસ્ટ, ૧૯૪૨ ના અંકમાં સદ્ગત મહાદેવભાઈએ* લખ્યું છે તે જ સામ્યવાદીઓને માટેનો અનુરૂપ મૃત્યુલેખ છે: "સામ્યવાદીઓએ **એમની** મુક્તિ મેળવી છે તે જાણી મને આનંદ થયો છે. યુદ્ધયત્નમાં સહાય કરવાની કિંમત ભરપાઈ કર્યા વિનાય એ એના હકદાર હતા. પણ એમણે હિન્દની મુક્તિ મેળવી છે છે એ વિષે હું સશંક છું. એમણે માત્ર દેશની મુક્તિને જ નહીં એમના પોતાના સિદ્ધાન્તોને છેહ દીધો છે." પ્રો. હેરોલ્ડ લાસ્કી જેવા, પોતાના દેશમાં સામ્યવાદી પક્ષ સાથે સમજૂતી કરવાની મથામણ પાછળ વર્ષો ગાળનારને પણ, "માકર્સ અને આજકાલ"માં 'અહીં અને સર્વત્ર

---

*શરતચૂકથી પુસ્તિકાને ૨૮મે પાને મહાદેવભાઈને સ્થાને ગાંધીજીના નામનો ઉલ્લેખ, આ સંબંધમાં થયો છે. આ સુધારીને વાંચશો.

સામ્યવાદી પક્ષે કરેલી મૂર્ખાઈ, એમનું વાકૂછલ, ષડ્યંત્ર માટેની પ્રીતિ, અંગત ગાળો દેવાની અદમ્ય ઇચ્છા, અને સત્યનો આશ્રય લેવામાં કંજૂસાઇ' વિષે કહેવું પડ્યું છે.

●

પુસ્તિકાને જવાબ આપવાનો ગંભીર યત્ન એક પ્રાધ્યાપકે એક અઠવાડિકમાં કર્યો છે. વિદ્વાન પ્રાધ્યાપક પાસે પ્રશંસનીય લેખનશક્તિ અને વિદ્વત્તા છે અને પક્ષના સભ્યપદની જંજાળ ન હોવાથી સોએ સો ટકા સામ્યવાદીને અપ્રાપ્ય એવી ચતુરાઈ અને સંયમથી એમણે જવાબ લખ્યો છે. પણ એમની વિચારસરણી હિન્દના સામ્યવાદી પક્ષના બુદ્ધિવાદી સહપાન્થોની લાક્ષણિક હોવાથી એમની સમીક્ષાનો જરા વિગતવાર જવાબ આપવો ઉચિત લાગે છે. વિદ્વાન પ્રાધ્યાપકની વિચારસરણી વિષે જેને અંદેશો હોય એમણે, ૯ જુલાઈ, ૧૯૪૪ના 'પીપલ્સ વૉર'માં આવેલું, રાષ્ટ્રીય લડતને ખેરવિખેર કરવાના પ્રયત્નમાં પોતાની જાતને ગણના-પાત્ર બનાવનાર એ અખબારને અભિનંદનનો સંદેશો આપતાં કરેલા વિસ્મયજનક વિધાન: "'પીપલ્સ વૉર' હિંદના શ્રેષ્ઠ રાષ્ટ્રીય વિચારનું પ્રતિનિધિ છે," એ જોઈ લેવું.

વિદ્વાન સમીક્ષકની ફરિયાદ એ છે કે મેં મારી હકીકત સામ્યવાદના વિરોધીઓ પાસેથી જ મેળવી છે. આ આક્ષેપમાં રહેલા સત્યને આપણે ચકાસીએ. શક્ય હતું ત્યાં લગી મેં મૂડીવાદીઓ, ફાસિવાદીઓ અને સર્વ પ્રકારના સમાજવાદ-વિરોધીઓની સાહેદીને દૂર રાખવા યત્ન કર્યો છે. ખુદ સમાજવાદીઓ અને સામ્યવાદીઓના મોંમાંથી જ મેં સોવિયેત વિરુદ્ધના શબ્દો લીધા છે. જેમનાં કથનનો મેં આધાર લીધો છે એવી એકએક વ્યક્તિ, દા. ત. મૅક્સ ઇસ્ટમેન, લુઈ ફિશર, યુજીન લીઓં, આન્દ્રે જીડ, આર્થર કોસ્લર અને ફ્રેડા ઉટલી, શુદ્ધ સમાજવાદી રહી છે. અને એમાંનાં કેટલાંક તો સામ્યવાદી પક્ષનાં સભ્ય પણ રહ્યાં છે. આ સહુ પહેલા પ્રથમ સોવિયેત ક્રાન્તિના પ્રશંસક અને ઉત્કટ મિત્ર રહ્યાં છે. એ છતાંય, સ્તાલિનના આજના 'વીર' મિત્રની સાહેદીની જરૂર હોય તો વિન્સ્ટન ચર્ચિલના તા. ૨૪મી મે '૪૪ના રોજ પાર્લામેન્ટમાં બોલાએલા શબ્દોને અહીં રજૂ કરતાં મને આનંદ થાય છે:

"સોવિયેત રશિયામાં અકલ્પ્ય પરિવર્તનો થયાં છે...ટ્રોટસ્કીની છાપવાળો સામ્યવાદ પૂર્ણપણે ભૂંસાઈ ગયો છે. રશિયન જીવનના ધાર્મિક પાસાંને મળેલો પુનર્જન્મ અદ્ભુત છે. રશિયન સૈન્યનાં શિસ્ત અને લશ્કરી રસમો અદ્વિતીય છે. નવું રાષ્ટ્રગીત (અપનાવાયું છે)...આંતરરાષ્ટ્રીયનું વિસર્જન કરવામાં આવ્યું છે. થોડાં વર્ષો પૂર્વે પ્રચલિત હતા એ ખ્યાલથી આ બધાં સ્પષ્ટ પ્રસ્થાનો છે."

વિદ્વાન અધ્યાપકે સૂચવ્યું છે: 'મિ. ઈસ્ટમેન કરતાં આ પુસ્તિકાના કર્તાને લુસિએં લોરા તરફથી સારું માર્ગદર્શન મળ્યું હોત.' લુસિએં લોરા માર્કસનો ઉત્તમ કોટીનો ટીકાકાર છે અને માર્ક્સવાદનો અભ્યાસી છે. નવું શીખવાનું મળશે અને યોગ્ય જણાશે તો મારી ભૂલો સુધરશે એવી હરેક આશાથી મેં એનું પુસ્તક 'માર્ક્સવાદ અને લોકશાહી' લીધું. પણ મને આશ્ચર્ય થયું, કારણ કે લુસિએં લોરા તો પુસ્તિકાના પ્રથમ ભાગનું પૂરેપૂરું સમર્થન કરે છે અને વિદ્વાન સમીક્ષકે જે કાંઈ કહ્યું છે તેનો સબળ વિરોધ કરે છે! રશિયા વિષે જે ભાષા વાપરતાં મેં ક્ષોભ અનુભવ્યો છે તેવી ભાષામાં લખાએલા એ પુસ્તકનો એક ફકરો જુઓ:

જો કે રશિયન અર્થતંત્રને ઘણીવાર 'રાજ્યમૂડીવાદ'ના નામે ઓળખાવાયું છે; અને કાર્લ કૌટસ્કીએ વાપરેલો શબ્દ 'રાજ્યગુલામી' એ વધુ અનુરૂપ છે; તો પણ અમારા મત મુજબ તો, અત્યારનું તંત્ર નથી ગુલામી, નથી દાસત્વ કે નથી મૂડીવાદ. પણ એ ત્રણેમાંથી બનેલું કશુંક છે. ગુલામી અને દાસત્વ સાથેનો એનો સંબંધ તો કામદાર માટે સ્વાધીનતાના પૂરેપૂરા અને સાર્વત્રિક નકારથી સ્પષ્ટ થાય છે. આ કામદારોને રહેઠાણચિઠ્ઠીથી વસવાટની જગામાં જકડવામાં આવે છે અને ઘણી વાર તો એમની રોજની જગા સાથે પણ જૂના જમાનામાં દાસ જેમ માલધારી સાથે જકડાએલો રહેતો એમ જકડી રાખવામાં આવે છે. અને એનો મૂડીવાદ સાથેનો સંબંધ વિપુલ સંખ્યામાં જળવાએલી કેટલીક આર્થિક ભિન્નતાઓ અને કાયદેસરનાં રૂપોમાં સ્પષ્ટ થાય છે. તેમ છતાં, એનું આ સહુ કરતાં વસ્તુગત વિભિન્નત્વ છે."

સમીક્ષકે અગત્ય ધરાવતી ત્રણ વિગતો પર મને સુધારવાનો યત્ન કર્યો છે. એક તો રાજકીય લોકશાહીનો અભાવ, બીજું કામદારોના નિયંત્રણનો અભાવ અને ત્રીજું આર્થિક અસમાનતાઓનો ઉદ્ભવ. એમ આક્ષેપાયું હતું કે ૧૯૩૬ના બંધારણના સ્વીકાર પહેલાં ખેતર અને કારખાનામાં થએલી હજારો સભાઓની ચર્ચા વિષે ઉલ્લેખ સરખો પણ

ન કરીને મેં અન્યાય કર્યો છે. વિદ્વાન પ્રાધ્યાપકને મન આ રાજ્યકી લોકશાહીની સાબિતી છે. સત્તામાં છે એ નસિવાયના અન્ય કોઈ પણ રાજકીય પક્ષને જીવવા જ ન દેવાની રીત, કે આ હજારોમાંની એક પણ સભામાં બંધારણુનો વિરોધ નહતો થયો કે એમાં સુધારો ન'તો સૂચવાયો એ હકીકત, અને આ સર્વ સભાઓ સ્તાલિનરાજનાં બણગાં ફૂંકવાની પ્રચારસભાઓ હતી એ સહુ, બહુશ્રુત પ્રાધ્યાપકને મન માત્ર અસંગત વિગતો છે. નમ્રતાપૂર્વક હું એ કહેવા માગું છું તે એ છે કે અગત્ય એ સભાની સંખ્યાની નથી પણ એ મુક્ત હોવી જોઈએ અને જ્યાં નિર્બંધ ચર્ચા અને (સામ્યવાદીને મન) અણુગમતા વિરોધને પણ સ્થાન હોય, શક્યતા હોય, એ છે.

કામદારોના નિયંત્રણ વિષે પ્રાધ્યાપકે ઔદ્યોગિક કારખાનાં "કારખાનાંની ઉત્પાદક સમિતિઓની મીઠી દયા પર" આધાર રાખે છે એમ કહ્યું છે. મને ભય છે કે આ વિગતમાં પ્રાધ્યાપકની માહિતી વર્ષો-જૂની છે. એક જમાનો એવો હતો કે જ્યારે કારખાનાંમાં આવી સમિતિઓ હતી પણ પાછીથી એ ઘણી બધી 'મુશ્કેલી'નું કારણ જણાતાં એ સહુને રાતા 'સરમુખત્યાર'ની સાથે નાબૂદ કરવામાં આવી. આજે તો રશિયન મજૂરમંડળો જર્મનીના ડૉ. લીના કામદાર મોરચાની સરસાઈ કરી રહ્યાં છે. એમનો એક માત્ર ઉદ્દેશ ઉત્પાદનનો વેગ વધારવાનો છે.

વિરોધનો ત્રીજો મુદ્દો હતો રશિયામાં થએલી આર્થિક અસમાનતાની પુનઃસ્થાપના અને સ્તાખાનોવિઝમ પર મેં મૂકેલો ભાર. પીસ્તાલીસસો શબ્દની સમીક્ષામાં સ્થળસંકોચનું કારણ જણાવી વિદ્વાન સમીક્ષકે સ્તાખાનોવિઝમ વિષેની કદાચ અણુગમતી અને ભયપ્રદ ચર્ચાને ટાળી દેતાં એમના ખ્યાલનું સમર્થન કરતા રશિયન આવકના કેટલાક આંકડા ટાંકયા છે, પરંતુ હકીકતમાં તો એમણે મારા દૃષ્ટિબિંદુનું જ સમર્થન કર્યું છે. એપ્રિલ '૪૨ના, 'જર્નલ ઓફ ઈકાનોમી'માં આવેલા મિ. બર્ગસનના એક લેખનું ટાંચણ આપતાં એમણે જણાવ્યું છે કે ૧૯૩૪માં રોજી-કમાઈ વચ્ચેની અસમાનતાનો ગાળો બીજા દેશો જેટલો જ પહોળો હતો. હું પણ આ જ કહેવા માગું છું.

•

છેલ્લાં કેટલાંક વર્ષોથી રશિયામાં પ્રચલિત થએલી, હકીકતના વેશપલટાની, અને માર્કસવાદી સિદ્ધાન્તોની વિકૃતિની પદ્ધતિ મુજબ એમ

કહેવામાં આવે છે કે 'હરેકને એની જરૂરિયાત મુજબનું' એ સૂત્ર સાચી રીતે સામ્યવાદી છે જ્યારે 'હરેકને એના કામ મુજબ' એ સમાજવાદી સૂત્ર છે. અને આ જ કસોટી હોય તો રશિયામાં સમાજવાદ પ્રસ્થાપિત છે. સમાજવાદની આ વ્યાખ્યા ખરી રીતે સમાજવાદી આદર્શને તેના ઉચ્ચ સ્થાનેથી ચ્યુત કરી પ્રવર્તમાન પરિસ્થિતિ સાથે એનો મેળ ખવરાવવાની મેલી યુક્તિ છે. પણ આજે તો રશિયા માટે આ નમ્ર દાવો પણ કરી શકાય તેમ નથી. કમાણી મહેનત સાથે કશો સંબંધ ધરાવતી નથી તે વાત એરિક સ્ટ્રોસના 'સોવિયેત રશિયા'માંથી બરાબર જોવા મળે છે.

૧૯૩૯માં લીઓં ટ્રોટસ્કીએ સોવિયેત પત્રોમાં પ્રગટ થએલા આંકડાઓના વિશ્લેષણ બાદ કહ્યું હતુંઃ "સોવિયેત પ્રજાના ઉપલા અગિયારબાર ટકા જેટલો વર્ગ રાષ્ટ્રીય આવકના પચાસ ટકા જેટલું પામે છે. પ્રજાની ઉપરની શ્રેણીનો દસ ટકા વર્ગ જ્યાં માત્ર પાંત્રિસ ટકા જેટલી આવક મેળવે છે એવા અમેરિકાને પણ સોવિયેત રશિયાનો આ આંકડો ટપી જાય છે."

આ નવા સામાજિક વર્ગીકરણનું રાજકીય પ્રતિબિંબ રશિયન રાજતંત્રનાં જે નબળાંસબળાં અંગઉપાંગો છે તેના ઘડતરમાં જોવા મળે છે. છેલ્લી સોવિયેત કૉંગ્રેસ (૧૯૩૬, ડિસેમ્બર)ના ૨,૦૧૫ પ્રતિનિધિઓમાંના ૯૩૭ (૪૭%), એરિક સ્ટ્રોસના મત મુજબ, કેન્દ્રીય કારોબારી સમિતિ, ઔદ્યોગિક સાહસના નિયંત્રકો અને તજ્જ્ઞો, પક્ષ (સામ્યવાદી) અને મજૂર સંઘોના જવાબદાર અફસરો, અને ઉચ્ચ દરજ્જાના લશ્કરી અમલદારોમાંથી આવ્યા હતા. ૫૮૯ પ્રતિનિધિઓ (૨૯%) સ્થાનિક સોવિયેતના પ્રમુખો તથા સામૂહિક અને રાષ્ટ્રીય કૃષિક્ષેત્રોના પ્રમુખો વગેરે હતા. ૪૩૦ પ્રતિનિધિઓ (૨૧%) સ્તાખાનોવાદી હતા અને માત્ર ૬૦ (૩%) સાદા કામદારો અને કિસાનો હતા.

આ મુદ્દા વિષે વધુ ચર્ચા કરવાની હું જરૂર જોતો નથી. વિશાળ અને વિકાસ પામતી જતી આર્થિક અને સામાજિક અસામાનતાઓ, જેને આંખો મીંચવી ન હોય અને જોવું હોય એને માટે ખુલ્લી પડી છે. સોવિયેત રશિયામાં આજે જે સમાજવાદ જોવા મળે છે તેથી, લુસિઓ લોરાના શબ્દોમાં કહું તો 'બુદ્ધિ કરતાં જેને આંધળી આજ્ઞાધીનતા

વધુ પસંદ છે; કહેવાતા સોવિયેત સ્વર્ગ વિષેના એક એક જૂઠાણાને સ્વીકારી લેવા તૈયાર હોય એવા જે મંદબુદ્ધિઓ છે; જેમાં માત્ર સરકારી ઉમેદવારો જ છે અને લોહીતરસ્યા દમનની જેના પર છત્રછાયા છે એવી ચૂંટણીઓને 'મુક્ત' અને 'નિર્બંધ' ચૂંટણીઓ કહેવાતાં જેને જરા અરેરાટી કે આશ્ચર્ય નથી થતું; જે રાજ્યમાં માત્ર એક જ પક્ષ છે અને અન્ય સહુ જેલમાં છે તેવા તંત્રને 'આદર્શ લોકશાહી' કહેતાં જેને વિસ્મય નથી થતું; જે દેશમાં સમાજવાદી વિચારસરણીને દેશવટો દેવાયો છે, દમનની એડી નીચે ચગદવામાં આવી છે અને વીસવીસ વર્ષથી જેને 'રાજકીય એકાંતવાસ'માં ગૂંગળાવાઈ છે એ દેશમાં 'સમાજવાદના ઘડતર' વિષેની વાતો સાંભળી જેમને આઘાત નથી થતો; અને જાણીતી અને સિદ્ધ થઈ શકે એવી હકીકતોના વિરોધમાં, કેદીઓ પાસેથી લેવાએલા 'પાપ નિવેદન'થી મૂંઝવણ નથી થતી તેવાઓ જ આકર્ષાશે.

●

વિદ્વાન સમીક્ષક પ્રાધ્યાપક અને સારે નસીબે હવે જેની સંખ્યા ઘટતી જાય છે એવા એમના સહપાન્થીઓની દશા આજના હિંદમાં કરુણ અને કફોડી છે. ઑક્ટોબર ક્રાન્તિ અને એનાં ફળો પર એમણે મદાર રચ્યા હતા. એના એકએક અંગઉપાંગનું સંકોચન એમણે જોયું. પણ કોઈ નવો કીમિયો ન દેખાતાં, જૂના માની લીધેલા લાભને વળગી રહેવું એ પરિસ્થિતિ, વિકાસ તરફ દુર્લક્ષ કરે છે. પાપ જો હોય તો તે અર્ધ સંપ્રજ્ઞામાં વિવશતાપૂર્વક શંકા જગાવતી વસ્તુને વળગી રહેવામાં છે.

●

પ્રથમાવૃત્તિના પ્રકાશન બાદ એનાં નિર્ણયોનું સમર્થન કરતી ઘણી વસ્તુઓ બની છે, અને એમાંની કેટલીકના ઉલ્લેખો દ્વિતીયાવૃત્તિમાં કર્યા છે.

એપ્રિલ ૧૯૪૪ના 'સેરિયસ સર્વિસ ક્વાર્ટર્લી'માં આ પુસ્તિકાનું વિચાર-પ્રેરક અને વિધાયક અવલોકન અપાયું હતું. તેમાં સૂચવાયું હતું કે આ પુસ્તિકા એ સાચે સમાજવાદની નહીં પણ માત્ર સ્તાલિનવાદની પુનર્વિચારણા છે. જેટલે અંશે એમાંથી સ્તાલિનવાદના નકારનો ધ્વનિ નીકળે છે એટલે અંશે એ સૂચન સાચું છે. પણ પુનર્વિચારણા એટલે નકાર નહીં.

સ્તાલિનવાદનો દાવો છે કે તે લેનિનવાદ મારફતે ખુદ માર્ક્સવાદમાંથી પાંગર્યો છે. ફળની ચિકિત્સા, વૃક્ષની અને આગળ વધીને કહીએ તો ખુદ જમીનની ચિકિત્સા સિવાય થઈ ન શકે. એટલે જ સમાજવાદની પુનર્વિચારણાની આવશ્યકતા છે. સમાજવાદીઓએ કરેલી આવી પુનર્વિચારણા, હરેકને યથામતિ, સિદ્ધાન્ત અને એના આવિષ્કારોમાંથી કેટલાકને નકારવાનું, કેટલાક વિષે પ્રશ્નો કરવાનું અને બાકી રહ્યું તે વિષે દૃઢતર શ્રદ્ધાનું પ્રતિપાદન કરવાનું બળ આપશે.

**મીનુ મસાણી**

(દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવનામાંથી)

# ૧

# હથેલીનો ચાંદ

હરેક દિવસ હવે તો રશિયાની લશ્કરી કૂચકદમના વધુ અને વધુ સમાચાર લાવે છે. રશિયન લશ્કર પોલાન્ડની ભૂમિ પર છે અને પૂર્વ અને મધ્ય યુરોપના દેશો પર આક્રમણ કરે એવો સંભવ છે. યુદ્ધ બાદ રશિયા, જ્યાં લગી યુરોપને લાગે વળગે છે ત્યાં લગી પ્રબળ રાજ્યોમાંનું એક બને એવી દરેક શક્યતા છે. એટલે જ, રશિયન રાજ્યના સાચા સ્વરૂપને સમજી લેવાની ક્યારેય નહતી એવી જરૂર આજે છે. કમનસીબે આવી સમજણનો મોટે ભાગે અભાવ જ વર્તાય છે. આ વસ્તુ જેટલી હિંદમાં વ્યાપક છે તેવી બીજે ક્યાંય નથી. બીજી બધી રીતે સજ્ઞાન કહી શકાય એવા ઘણા બધા પણ રશિયાની બાબતમાં દસ વર્ષ પછાત હોય એવું બને છે. અને આ દસ વર્ષોમાં આવી ગએલા, સુદૂર લગી અસર પહોંચાડે એવા રાજકીય, આર્થિક અને સામાજિક પલટાઓથી આ લોક સર્વથા અજ્ઞાત છે.

છતાં ય સોવિયેતમાં ઘણા મૂળગત ફેરફાર થયા જ હોવા જોઈએ. આની સાબિતી તો ૧૯૧૭ની બોલ્શેવિક ક્રાન્તિને ભાંડનારાની કે વખાણનારાની રશિયા વિષેની વલણમાં થએલો ફેરફાર છે. દાખલા તરીકે ઇન્ગ્લેન્ડના રૂઢિચૂસ્તો અને મિલકતદારો શરૂઆતનાં વર્ષોમાં બોલ્શેવિકોને એક અવાજે ભાંડતા. ગંદામાં ગંદાં વિશેષણો એમને માથે ઠાલવતા. લંડનનું 'ડેઇલી મેઇલ' તો આ બોલ્શેવિક ભૂતનાં કટાક્ષચિત્રોમાં ય એને મોંએ નેવું અંશને ખૂણે દાઢી ઉગાડતું! સોવિયેત તંત્રના નિંદકોમાં મિ૦ વિન્સ્ટન ચર્ચિલ પણ હતો અને એણે તો રશિયામાં લશ્કરી દરમિયાનગીરીની યોજના પણ તૈયાર કરી હતી! બ્રિટિશ મજૂરસંઘે 'રશિયા પરથી હાથ ઊઠાવી લો'ની કરેલી હાકલના પરિણામે આ યોજના પડતી મૂકવી પડેલી. આજે મિ૦ ચર્ચિલ સ્તાલિનનો એવો પ્રશંસક બન્યો છે કે થોડા દિવસ પહેલાં પાર્લમેન્ટના એક સમાજવાદી સભ્યે પાર્લમેન્ટમાં જ ચર્ચિલને સ્તાલિનની કઠપૂતળી તરીકે ઓળખાવ્યો હતો! બીજે છેડે મારા જેવા—સમાજવાદીઓ—છે જેમણે રશિયન ક્રાન્તિને માનવમુક્તિના એક પ્રબળ યત્ન તરીકે અને સોવિયેત સંઘને દુનિયાભરના શોષિતોના તારણહાર તરીકે ઓળખાવેલાં. જેમ વર્ડ્ઝવર્થે ફ્રેન્ચ ક્રાન્તિ વિષે ગાયું તેમ અમે પણ રશિયન ક્રાન્તિ વિષે ગાતા હતા:

> તે પ્રભાતે જીવન્ત હોવું એ આશીર્વાદ સમું,
> પણ જુવાન હોવું તે તો ખુદ સ્વર્ગ જ હતું.

આજે અમારામાંના કેટલાક એ ક્રાન્તિનાં પરિણામોથી ઊપજેલી નિરાશા અને મોહનાશને છૂપાવી નથી શકતા. જાહેર રીતે આવી લાગણીને ઉચ્ચાર આપનારમાં રશિયન ક્રાન્તિને બિરદાવનારા અને એમાંનાં કેટલાક તો વર્ષો લગી સોવિયેતમાં વસવાટ કરનારા લુઈ ફિશર ('મેન એન્ડ પોલિટિક્સ'), મેક્સ ઇસ્ટિમેન ('સ્તાલિન્સ રશિયા' અને 'ક્રાઇસિસ ઇન સોશિયલિઝમ'), યુજીન લીઓન્સ ('એસાઇનમેન્ટ ઇન યુટોપિયા), ફ્રેડા ઉટલી ('ધી ડ્રીમ વી લોસ્ટ'), આન્દ્રે જીડ ('રીટર્ન ફ્રોમ ધી યુ.એસ.એસ.આર' અને 'આફ્ટરથૉટસ ઑન યુ.એસ.એસ.આર:) વગેરે છે. આ તો ઘણા બધામાંનાં થોડાં છે. લેનિન અને ટ્રોટસ્કીના

મિત્ર અને ક્રાન્તિના પ્રબળ સમર્થક મેક્સ ઈસ્ટમેનની ટીકાઓ સામે હેરોલ્ડ નિકલસન જેવા રૂઢિચૂસ્તને રશિયન સરકારનો બચાવ કરવો પડે એનાથી મોટો બીજો કયો વ્યંગ હોઈ શકે ?

## કોણ બદલાયું છે ?

આવો સમૂળગો પલટો આણવામાં કારણભૂત શું બન્યું ? ચર્ચિલ અને આ સમાજવાદીઓ બન્ને બદલાઈ ગયા ? કે પછી રશિયા જ છેલ્લા બે દશકામાં પલટાઈ ગયું છે ?

આ સારુ આપણે ૧૯૧૭ની પરિસ્થિતિને જોઈએ. ક્રાન્તિ શાને માટે હતી ? એનો હેતુ શું હતો ? રશિયા પર ત્યારે એક પ્રજાપીડક ઝારની સત્તા હતી. મજૂરો અને ખેડૂતોની હાલત ચિન્તાજનક હતી અને મોખરે લડતા સૈનિકોની હાલત એથી એ બદતર હતી. 'શાંતિ, ધરતી અને રોટી'ના સૂત્ર પર લેનિન અને ટ્રોટસ્કીએ ૧૯૧૭ના ઑકટોબરની ક્રાન્તિ આણી. સૈનિકો માટે શાંતિ, ખેડૂતો માટે ધરતી અને મજૂરો માટે રોટી. ફ્રેન્ચ ક્રાન્તિ જેમ આ માત્ર એક રાજકીય પરિવર્તન ન હતું. આ તો સામાજિક ક્રાન્તિ હતી અને જગત્ક્રાન્તિના અગ્રિમ રૂપે આવેલી હતી. બોલ્શેવિક નેતાગણે જાહેર કર્યું હતું કે ઝારશાહીની સાથે જ એ લોક મૂડીવાદનો પણ નાશ કરશે અને જેને લેનિને 'મુક્ત અને સમાન' સમાજ તરીકે ઓળખાવ્યો હતો એવા સમાજની રચના કરશે. બીજા શબ્દોમાં કહીએ તો, તે વખતે જેમ બધા જ સમાજવાદીઓ અને સામ્યવાદીઓ સમજ્યા હતા તેમ, સમાજવાદી સમાજ, **વર્ગવિહીન, લોકશાહી** અને **આંતરરાષ્ટ્રીય** થવાનો હતો. આ સાધ્યે પહોંચવા ખાનગી મૂડીની પ્રથાને જમીનદોસ્ત કરવામાં આવી. કારખાનાંઓ અને ખાણો એમના માલિકો પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યાં અને એ સહુને રાજ્યની મિલકત તરીકે જાહેર કરવામાં આવ્યાં જેથી બધા જ એનો ઉપભોગ કરી શકે અને એ મજૂરોના કાબૂ નીચે રહે. લશ્કર અને નૌકાસૈન્યમાંથી બધી પાયરીઓ અને શ્રેણીવિભાજન કાઢી નાખવામાં આવ્યાં. સ્ત્રીને મુક્ત કરવામાં આવી, અને પુરુષની સમોવડી અને સમાન બનાવવામાં આવી. બધાં જ બાળકોને શિક્ષણની સરખી અને સમાન સુવિધા

મળવાની હતી અને શાળાઓમાં એમનું પોતાનું તંત્ર આવવાનું હતું. સામ્યવાદી પક્ષ પાસે સત્તાની બધી ધુરાઓ એકહથ્થુ આવી હતી પણ એમ જાહેર કરવામાં આવ્યું કે જે ઘડીએ મિલકતદાર વર્ગ નાશ પામશે અને વર્ગવિહીન સમાજ સ્થપાશે તે ઘડીએ આ સરમુખત્યારશાહીનો પણ લોપ કરવામાં આવશે અને નિર્ભેળ અને નિર્બંધ લોકશાહી સ્થપાશે. લેનિને કહ્યું જ હતું કે હરેક રસોઈઆએ રાજ ચલાવતાં શીખી લેવું જોઈએ. હકીકતમાં તો હરેક વ્યક્તિ એટલી સુખી અને ભ્રાતૃભાવનાપ્રેરિત થવાની હતી કે કશા દંડશાસનની કે કશી સત્તાની જરૂર જ નહીં રહે. એંગલ્સના કથનનું પુનરુચ્ચારણ કરતાં લેનિને કહ્યું હતું: "તંત્ર તો ખરી પડશે." "હરેક પાસે એની શક્તિ મુજબનું કામ લેવાશે અને હરેકને એની જરૂરિયાત મુજબ અપાશે." આવો વ્યવહાર–નિયમ હરેક વ્યક્તિ મરજિયાત સ્વીકારશે. અને બધા સુખેસંપે રહેશે અને ખાશે પીશે.

## ૧૯૨૭

પણ સાચે જ એમણે 'ખાધુંપીધું'? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા હું રશિયા ગયો. ૧૯૨૭માં પહેલીવાર અને ૧૯૩૫માં બીજીવાર એમ બે નાનકડી સફરનો લાભ મેળવવા હું ભાગ્યશાળી થયો હતો. મારી પહેલી મુલાકાતે મને ખૂબ ઉત્સાહી અને આશાવાદી બનાવ્યો. હિંદના કે ઈંગ્લેન્ડના અને રશિયાના વાતાવરણ વચ્ચેનો ભેદ તરી આવે એવો હતો. એમાં ભૂલ થવાનો સંભવ જ ન હતો. ભ્રાતૃભાવ, આંતરરાષ્ટ્રીય અને સહૃદયી માનવતા વાતાવરણમાં ગુંજતી. અને એમાં ય 'રંગીન ચામડી'-વાળાઓ માટે તો ખાસ ઉમળકો તરવરતો. એક હબસીએ આંખમાં આંસુ સાથે કહેલું વાક્ય મને હજુ ય યાદ છે: 'હું માનવ છું એવું મને આ દેશમાં જ લાગે છે.' સ્તાલિન–ટ્રોટસ્કીવાદ એની પૂર્ણ તીવ્રતાએ હતો પણ હજુ ય તે છાપાંઓની કટારોમાં ખુલ્લી રીતે ચર્ચાતો; પછીથી થયું એમ જી. પી. યુ.નાં યાતનાયંત્રોમાં નહીં. સ્તાલિને તંત્રના સમગ્ર યંત્રનો કબજો મેળવ્યો હતો છતાં ટ્રોટસ્કી મજૂરોનો લાડકવાયો હતો અને પોતાનો વિરોધ નિર્ભીક રીતે વ્યક્ત કરતો હતો. પાશ્ચાત્ય ધોરણની તુલનાએ ત્યાં શારીરિક અગવડો હતી પણ સાથેસાથે જ સમાજવાદી

સમાજ રચવા માટેનો અદમ્ય ઉત્સાહ પણ હતો અને આવતી કાલ માટેની મુક્ત, નિર્બંધ આશા પણ હતી.

જે કારખાનાંઓમાં હું ગયો ત્યાં, મજૂરોનો કાબૂ એ નક્કર હકીકત હતી એ મેં જોયું. દફતરમાં બે નિર્દેશક બેસતા. એક નિર્દેશક કહેવાતો અને બીજો 'લાલ' નિર્દેશક તરીકે ઓળખાતો. પહેલો તજ્જ્ઞ હતો બીજો કામદારોનો ચૂંટાયેલો પ્રતિનિધિ હતો. અને આ 'લાલ' નિર્દેશકની સંમતિ વિના મજૂરોનાં વેતન, કામના કલાકો કે કામની પરિસ્થિતિ વિષે કશો ય નિર્ણય નહતો થઈ શકતો.

શિક્ષણમાં ય અભૂતપૂર્વ પ્રગતિ થઈ હતી. પરીક્ષાની પ્રથા કાઢી નાખવામાં આવી હતી અને એ જ રીતે હરીફાઈના પાયા પર રચાયેલા લશ્કરવાદી સમાજના ચિહ્ન જેવા ગણવેશ પણ રદ કરવામાં આવ્યા હતા. વિદ્યાર્થીઓ અને શિક્ષકોની બનેલી ન્યાયસભા શિક્ષકોનો ન્યાય કરી શકતી. વીસીના ગાળામાં સોવિયેત શિક્ષણપ્રથાને જોઈ જોન ડયુઈ એવો ભાવાંકિત થયો કે 'આનું વર્ણન કરવાની કશી ય લેખનશક્તિ મારી પાસે નથી' એમ એણે કહ્યું હતું.

સ્ત્રીની મુક્તિ અને પુરુષ સાથે હરેક ક્ષેત્રમાં એની સમાનતા, એ ઑક્ટોબર ક્રાન્તિના અંગોમાંનું એક અત્યંત ચિત્તાકર્ષક અંગ છે. ટ્રોટસ્કીની બહેન અને કામાનેવની પત્ની માદામ કામનેવા સાથેની વાતચીત મને યાદ આવે છે. એણે કહ્યું હતું એ મુજબ, સ્ત્રીકાર્યકર તરીકે, એને ક્રાન્તિની મોટામાં મોટી સાધના એ લાગતી હતી કે એણે સ્ત્રીને મુક્ત કરી અને હિન્દમાં પ્રવર્તતી હોય એવી દશામાંથી એક જ કૂદકે પાશ્ચાત્ય અને એથી એ આગળ ગઈ હોય એવી પરિસ્થિતિમાં મૂકી દીધી. લગ્ન અને વિચ્છેદના કાનૂનો એવા ધરમૂળથી બદલવામાં આવ્યા કે સ્ત્રીને એના પતિ પર જરા ય અવલંબન કરવું ન હોય એવું સામાજિક અને આર્થિક સ્વાતંત્ર્ય મળ્યું.

સ્ત્રીની તંદુરસ્તીને લક્ષમાં લેતાં ગર્ભપાત કાયદેસર બનાવવામાં આવ્યો અને સંતતિનિયમન વિષેની માહિતીને રાજ તરફથી જ લોકપ્રિય બનાવવામાં આવી.

ઝારશાહીના સ્તંભ જેવા 'ઑર્થોડૉક્સ ચર્ચ'ને રાજશાહી સાથે જ નાબૂદ કરવામાં આવ્યું અને ધર્મને લેનિને 'પ્રજાને અપાતા અફીણ' જેવો જણાવી નિંદવામાં આવ્યો. આ હતું ૧૯૨૭નું સોવિયેત રશિયા.

## ૧૯૩૫

૧૯૩૫માં હું ફરીવાર રશિયા ગયો ત્યારે તો વોલ્ગામાંથી ઘણું ય પાણી વહી ગયું હતું. પંચવર્ષીય યોજના સફળ થઈ હતી. અને દરેક ઠેકાણે થોડીક-વધુ સમૃદ્ધિની છાંટ નજરે પડતી હતી. પણ બીજી બાજુએ લોકશાહી—સામ્યવાદી પક્ષમાં હતી તેવી ય લોકશાહીને—સ્થાને એક વ્યક્તિની સરમુખત્યારશાહીની સ્થાપના થઈ ચૂકી હતી. જાહેર સ્થાનોમાં સ્તાલિનનાં ચિત્રો બાપડા લેનિનનાં ચિત્રોને કોણી મારી અંધારામાં ગબડાવતાં હતાં. જી. પી. યુ. (ખુફિયા પોલીસ, જર્મન ગેસ્ટાપોની સમાન્તર અને એના આદર્શ પર રચાએલી, આપણી સી. આઈ. ડી. જેવી) સર્વવ્યાપી હતી. ટ્રોટસ્કીને દેશવટે કાઢવામાં આવ્યો હતો જ્યાં સ્તાલિનના કોઈ હથિયારના હાથે પછીથી તેનું ખૂન થયું. ઉપરછલ્લી રીતે એના તિરસ્કૃત બનેલા નામાભિધાનના પ્રથમાક્ષરો બદલવામાં આવ્યા હતા (એન. કે. વી. ડી.) પણ એની ચાલચલણ કે રસમરિવાજમાં કે એની પ્રેરકવૃત્તિમાં ભાગ્યે જ પલટો થયો હતો. આંતરરાષ્ટ્રીય બિરાદરીની ભાવના દેશવટે ગઈ હતી અને સ્થિર થઈ હોય એવી નોકરશાહીની પ્રતીતિ ડગલે ને પગલે થતી હતી. અને આ નોકરશાહીને એમ લાગતું હતું કે તે રશિયાની સામાન્ય જનતા કરતાં કાંક જુદી જ છે. રાજધાની મોસ્કોમાં આ ખાસ નજરે પડતું. આઝરબૈજાન (તૂર્ક) અને આરમીનીઆ જેવાં દૂરનાં પ્રજાતંત્રોમાં હજુ યે જૂનો ક્રાંતિકારી આદર્શ અને ઉત્સાહ નજરે પડતાં.

આ વખતે હું જે કારખાનાંઓમાં ગયો ત્યાં 'લાલ' નિર્દેશકો નજરે ચઢતા નહતા. મને કહેવામાં આવ્યું કે એમને દૂર કરવામાં આવ્યા છે. અને વચગાળાનાં વર્ષોમાં શ્રમજીવીઓની લોકશાહી ભાંગીને ભૂક્કા થઈ ગઈ હતી અને એને સ્થાને મને 'સ્તાખાનોવિઝમ'ને નામે

ઓળખાતી વસ્તુ જોવા મળી. આપણી મૂડીવાદી ભાષામાં આને કામના એકમની રીત (Piece work) એ રીતે આપણે ઓળખીએ છીએ. આને જ થોડા સમય બાદ 'વન વર્લ્ડ' નામના એના પુસ્તકમાં વેન્ડેલ વિલ્કીએ '(અમેરિકાની) બેદો રીત જેવી કામને વધુ ઝડપી બનાવવાની રીત' તરીકે ઓળખાવતાં કહ્યું છે: 'મજૂરને કામે રાખવાની અને વેતન આપવાની પદ્ધતિ તો આપણા કટ્ટરમાં કટ્ટર અને અતડા મૂડીવાદીને પણ પસંદ આવે એવી છે.' આ વસ્તુ મજૂરો એકબીજા સાથે હરીફાઈ કરે અને ખૂબ વધુ કામ કરે તેટલા માટે એમની સામે ધરવામાં આવતી લાલચ હતી. એનું પરિણામ એ આવ્યું કે આવો કોઈ વધુ અને અઘરું કામ કરનારો માણસ, એની શકિત અને કુનેહનો જેનામાં અભાવ હતો એવા કામદાર કરતાં પાંચ શું દશગણું કમાઈ શકતો.

નિશાળોમાંથી સ્વાતંત્ર્ય અલોપ થયું હતું અને લોખંડી શિસ્ત આદરણીય બની હતી. ગણવેશો પાછા ઝબકયા હતા. પરીક્ષાઓ પાછી આવી હતી. વિશ્વવિદ્યાલયની ફીમાં વધારો કરવામાં આવ્યો હતો અને શિષ્યવૃત્તિઓ ઘટાડવામાં આવી હતી. અને યંગ કોમ્યુનિસ્ટ લીગ (કિશોર સામ્યવાદીઓનો સંઘ)ને શાળા-મહાશાળાઓની અંદર અને બહાર વિદ્યાર્થીઓની વાતચીત અને હિલચાલ ઉપર નજર રાખવાનું અને કશી અનિચ્છનીય વલણ દેખાય તો તેની તુરત જાણ કરવાનું શીખવવામાં આવ્યું હતું. આ બધું, જાપાનીઓ 'ભયંકર વિચારો'ના દમનને માટે જેવાં પગલાં ભરે છે તેવી જ રીતે થતું. જે બધાની જોન ડ્યુઈએ પ્રશંસા કરી હતી તે બધું જ નાશ પામ્યું હતું.

સામાજિક ક્ષેત્રમાં મુસોલીની અને હિટલરની એક વિચિત્ર કહી શકાય એવી અસર તરવરતી હતી. છૂટાછેડા વધુ મુશ્કેલ બન્યા હતા. ગર્ભપાત ગેરકાયદે જાહેર થયો હતો. સંતતિનિયમન પર અવકૃપા ઊતરી હતી. અને બીજી બાજુએ છાપાંમાં, ગમે તે કસબામાં અગિયાર બાળકોના કબીલાવાળા પહેલા કુટુંબને અપાનારા પારિતોષિકની જાહેર-ખબર આવતી. દેખીતી રીતે જ ગલી પાછળ છૂપાએલા યુધ્ધને માટે ગોળીના ઘાસચારાની આ સમાજવાદી પિતૃદેશને જરૂર પડી હતી.

દરેક આપખુદી પહેલા બલિદાન તરીકે સત્યનો જ ભોગ લે છે. સૌ વિરોધીઓનો નાશ કરીને અને ટ્રોટસ્કીને નિર્વાસિત કરીને સોવિયેત સરકાર હવે ઇતિહાસને ફરીથી લખવા બેઠી હતી. જર્મનીમાં બન્યું એમ પુસ્તકોને જાહેર રીતે બાળી દેવામાં ના આવ્યાં પણ 'અનિચ્છનીય' પુસ્તકો માટે પુસ્તકાલયોમાં વ્યવસ્થિત શોધ થતી અને ઇતિહાસને સાંપ્રતકાલીન અગત્યના જૂઠા રંગોએ રંગી નવાં પાઠ્યપુસ્તકોમાં પીરસવામાં આવતો. આવા શહીદ બનેલાઓમાં જેની સચ્ચાઈ માટે ખુદ લેનિને જેની પ્રશંસા કરી હતી તે જોન રીડનું ક્રાન્તિનું મહાકાવ્ય 'ટેન ડેઈઝ ધેટ શુક ધ વર્લ્ડ' પણ હતું. એનો ગુન્હો એ હતો કે એણે ટ્રોટસ્કીનું નામ લેનિનના નામની સાથે વારંવાર ઉચ્ચાર્યું હતું પણ સ્તાલીન, જેનો ક્રાન્તિમાં લગભગ અગણનીય હિસ્સો હતો, તેનો નામનિર્દેશ પણ ભાગ્યે જ કર્યો હતો.

મોસ્કોમાં લાલ લશ્કરભવનની ચિત્રાવલી જોવા હું ગયો ત્યાં ક્રાન્તિ બાદ થએલાં પરદેશી દખલનાં યુદ્ધો અને આંતરયુદ્ધોના નકશા, ચિત્રો અને દંતકથાઓ વગેરે દોરાએલાં હતાં. એમાં નાના અને મોટા એવા બધા સેનાનીઓની તસ્વીરો હતી. ત્યાં વોરોશિલોવ, બ્યુડેની, અને બ્લુશરની તસ્વીરો હતી. પણ લાલ લશ્કરનો સર્જક અને ક્રાન્તિકારી વિજયોનો વિજેતા ટ્રોટસ્કી ક્યાં હતો? આશ્ચર્યજનક વાત હતી. પણ ટ્રોટસ્કીની તસ્વીર ત્યાં ન હતી. એક રશિયન મિત્રને મેં આ વિષે પૂછ્યું. જરા ય ક્ષોભ પામ્યા વિના એણે મને કહ્યું: "એ તો બિલકુલ બરાબર છે. ટ્રોટસ્કી પ્રતિક્રાન્તિવાદી બન્યો અને એણે ક્રાન્તિ માટે જે કાંઈ કર્યું હતું તે બધું જ કામ એણે ધોઈ નાખ્યું. એટલે વસ્તુતઃ તો તે હયાત જ નહતો!'

પરિસ્થિતિનો આ વિકાસ ૧૯૨૭ના ઉત્સાહ અને ધગશને સ્થાને નિરાશા અને વાંકદેખાપણું જન્માવતો હતો. મોસ્કોની એક બટકબોલી ઉક્તિ એ હતી કે: "'પ્રાવદા' (સત્ય)માં કશા સમાચાર નથી અને 'ઈઝવેસ્ટિયા' (સમાચાર)માં કશું સત્ય નથી."

રશિયાથી હું પાછો ફર્યો ત્યારે મારું મન અત્યંત ક્ષુબ્ધ હતું.

મનમાં ગૂંચો પણ હતી છતાં મેં આશા નહતી છોડી; કારણ કે માનવાની અને આશા રાખવાની ઇચ્છા ખૂબ જ પ્રબળ હતી. જેની શ્રદ્ધા ડગમગી હોય એવો દરેક ધર્મવૃત્તિનો માનવી એ શ્રદ્ધાને કેટલા તીવ્ર તલસાટથી વળગી રહે છે એ તો હરેક આદમી જાણે છે. મારાં ભય અને શંકાને મેં મનમાં જ સમાવી દીધાં અને ટૂંક સમયમાં જ બધું સમેસૂતરે થઈ જશે એવી આશા સાથે સોવિયેત સિદ્ધિની જાહેરમાં પ્રશંસા કરવા મંડી ગયો. આજે મને જણાય છે કે એ એક ભૂલ હતી.

મારી માન્યતા છે કે સોવિયેત રશિયાની મુલાકાતે જનાર તો હું છેલ્લો જ હિંદી અ–સામ્યવાદી હતો. ના, બ્રિટિશ સરકારે એ માર્ગ ન'તો રૂંધ્યો. ના. એ તો સોવિયેત સરકારે જ પરદેશી સમાજવાદીઓ તેની ભૂમિ પર ખાંખાખોળા ન કરે એવી દાનતથી એ બંધી ફરમાવી હતી. સામાન્ય રીતે એ ખબર નહિ હોય કે ૧૯૩૮માં પંડિત જવાહરલાલ નેહરૂને પણ સોવિયેત યુનિયનમાં દાખલ થવાની પરવાનગી માટે લંડનમાં કેટલોક સમય રાહ જોવી પડેલી અને છેવટે વખતસર રજા ન આવી પહોંચવાને કારણે રશિયાની મુલાકાત લીધા વિના જ તેમને હિંદ પાછાં ફરવું પડ્યું હતું. આવી જ રીતે જેને પ્રવેશ નકારવામાં આવ્યો હતો એમાં યુસુફ મહેરઅલી, પુરુષોત્તમ ત્રીકમદાસ અને પ્રો. એમ. એલ. દાંતવાલા હતા.

૧૯૩૫ પછી તો એ વખતે જે કમનસીબ વલણો આછી આછી નજરે ચઢતી હતી તે પૂરી વિકાસ પામી છે અને રશિયાને સમાજવાદથી ખૂબ ખૂબ દૂર ધસડી ગઈ છે. ઘણી યે રીતે ચક્રે એક આખું કૂંડાળુ પૂરું કર્યું છે અને રશિયન રીતિમાંથી ઝારના દિવસોની યાદ કરાવે એવી ગંધ વધુ અને વધુ આવતી જાય છે.

## વધતી જતી અસમાનતાઓ

આગેકૂચની દિશા પલટાઈ ગઈ છે એનો પૂરાવો તો આંતરિક વ્યવહારમાં આર્થિક અને સામાજિક અસમાનતાનો જે વધારો થયો છે તેમાંથી મળે છે. અસમાનતા પર મૂકેલા અંકુશો એક પછી એક હટાવી

લેવાયા છે. આ અંકુશોમાં એક 'પાર્ટી મેક્સીમમ'ના નામે ઓળખાતી વસ્તુ પણ હતી. પોતે જ સ્વીકારેલા આ અંકુશ મુજબ સામ્યવાદી પક્ષનો કોઈ પણ સભ્ય એક નિશ્ચિત અને નાની રકમ ઉપરાંત કશું સ્વીકારી શકતો નહીં. તાજેતરમાં તો પોતાનાં બાળકોને વારસામાં દઈ શકાય તે રકમની હદ પણ વધારાઈ છે. આથી ઘણી મોટી બાપકમાઈનો વારસો મેળવી વિનાશ્રમે મળતી આવક પર જીવવાનું અને મૂડીવાદી સમાજમાં જીવતાં પરજીવી આળસુઓ બનવાનું શકય બન્યું છે.

રશિયામાં અસમાનતાની વ્યાપ્તિ, આ યુદ્ધની શરુઆત સમયે યુનાઈટેડ સ્ટેઈટસ ઑફ અમેરિકા જેવા આગળ વધેલા મૂડીવાદી દેશ કરતાં જરા ય કમ ન હતી. ૧૯૩૫ના નવેમ્બર ૬ઠ્ઠીના 'પ્રવદા'માં જણાવવામાં આવ્યું હતું કે રશિયાની ખાણોમાં સ્તાખાનોવિસ્ટ ખાણિયાને ૧૬૦૦ રૂબલ મળતા હતા ત્યારે સ્તાખાનોવિસ્ટ નહીં એવા ખાણિયાને ૪૦૦ થી ૫૦૦ રૂબલ મળતા હતા. ખાણમાં નીચે ખટારો હાંકનાર સ્તાખાનોવિસ્ટ હોય તો ૪૦૦ રૂબલ મેળવતો. સ્તાખાનોવિસ્ટ ન હોય તો ૧૭૦ રૂબલ કમાતો! આમ એક ખાણિયો બીજા ખાણિયા કરતાં દસગણું કમાતો. નાના ઇજનેરો અને નિષ્ણાતોના પગાર સાધારણ બિનઆવડતી મજૂર કરતાં એંસીગણા વધુ હતા. પિલ્ન્યાક જેવો લેખક દરમહિને શુલ્કના ૩૦,૦૦૦ રૂબલ મેળવતો. કારખાનાની કે ખાણની કે રેલ્વેની ખાનગી માલિકીની આજ શક્યતા નથી. પણ આજે રશિયન શહેરી માટે સરકારી બૉન્ડોમાં નાણાં રોકવાં એ શકય બન્યું છે. એ માટે કશી મર્યાદા પણ નથી. આ બૉન્ડો સાત ટકા જેટલું વ્યાજ આપે છે. એમને મળતા ભારે પગારોમાંથી બચાવી શકે તે બચાવ કરીને, મૂડીવાદી સમાજમાં જેવો ભાડા-ખાઉ વર્ગ છે તેના જેવો નવો વર્ગ ઊભો થઈ રહ્યો છે. આ જ લોકના હાથમાં રાજનાં સૂત્રો છે. મોટાં ઔદ્યોગિક ક્ષેત્રોનાં આ જ લોક વહીવટદાર છે. મૂડીવાદીઓની માફક આ લોક એકાદ કારખાનું કે એકાદ ઉદ્યોગની માલિકી નથી ધરાવતા પણ સમસ્ત દેશના રાષ્ટ્રીય અર્થકારણમાં એમનો હિસ્સો હોય છે.

આ ભિન્નતાનો એક રસપ્રદ મુદ્દો છે છતાં એ અસમાનતાનાં

પરિણામોમાં અને મૂડીવાદી સમાજમાં અસમાનતાથી નીપજતાં પરિ-ણામોમાં ઝાઝો તફાવત નથી. ભલે એ મૂડીવાદી શોષણ ન હોય પણ એ શોષણ તો છે જ. ભૂતકાળમાં ધર્માચાર્યશાહીના જમાનામાં ધર્માચાર્યો પણ રાજતંત્રની મારફતે જનતાનું શોષણ કરતા. ભલે એ મૂડીવાદી સમાજ ન હતો પણ એને સમાજવાદી સમાજ તો ન જ કહી શકાય.

અમેરિકન વર્તમાનપત્ર 'ટાઈમે' તાજેતરમાં મોલોટોવ વિષે લખતાં કહ્યું હતું કે એ સ્તાલિનનો અંગત ચાકર હતો. "રશિયામાં કોઈને પણ લભ્ય હોય એવી એ ઊંચામાં ઊંચી જગા છે." લેનિને એને 'રશિયાના સર્વશ્રેષ્ઠ કારકુન' તરીકે અને ટ્રોટસ્કીએ એને 'સામાજિક તકસાધુ' તરીકે ઓળખાવ્યો હતો. વિખ્યાત અંગ્રેજ લેખિકા એથેલ મેનિને, અત્તરના ઉદ્યોગની સંચાલિકા અને વહીવટદારના હોદ્દે હતી તે શ્રીમતી મોલોટોવાને મળવા જ્યારે તે ગઈ હતી તેની એક વાત નોંધી છે. શ્રીમતી મોલોટોવા તે સમયે રશિયાની ધનાઢ્ય એવી સ્ત્રીઓમાંની એક હતી. આ સમયે મોલોટોવના મકાનમાં એની નજરે ચઢ્યો તે ધનવૈભવનો ઠસ્સો અને સાથે જ મોલોટોવ કુટુંબના ચાકરોનાં ઢોર પૂરવાના ડબા જેવાં વજીફાને દૂરને છેડે આવેલાં રહેઠાણો જોઈ એથેલ મેનિન દ્રવી ગઈ હતી.

"આ દરમિયાન રશિયામાં સ્ત્રીઓ આજે અઠવાડિયાના ૬૬ કલાક અને પુરુષો ૮૪ કલાક કામ કરે છે. બાળકો આજે, યુદ્ધ પહેલાં પુખ્ત વયના પુરુષો કરતા હતા તે કરતાં ઘણું ભારે કામ કરી રહ્યાં છે" ('ટાઇમ' તા. ૬, સપ્ટે–૪૩). થોડા દિવસ પહેલાં બ્રિટિશ પાર્લામેન્ટમાં મિ. રેજીનાલ્ડ સોરેન્સને હિંદની ખાણોના પેટાળમાં સ્ત્રીઓને કામ કરવાની મળતી કામગીરી વિષે વિરોધ કર્યો ત્યારે ખૂબ અસરકારક રીતે એક રૂઢિચુસ્ત સભ્યે સોવિયેત પિતૃદેશમાં સ્ત્રીઓ ખાણના પેટાળમાં કામ કરતી હતી તે કહી બતાવ્યું હતું.

## સહશિક્ષણ નાબૂદ થાય છે

સામાજિક પ્રત્યાઘાતો હંમેશાં આર્થિક પ્રત્યાઘાતો સાથે કદમ મિલાવીને ચાલે છે. ૧૯૪૩ની આખરમાં રશિયામાંથી બહાર આવેલા

રસપ્રદ સમાચારોમાં એક નાનકડી વિગત એ હતી કે 'મુક્ત' કરવામાં આવેલા પ્રદેશમાંથી સહશિક્ષણને રુખસદ આપવામાં આવી છે. આ નિર્ણયને ૧૯૪૪માં વધુ વ્યાપક બનાવવામાં આવ્યો. મોસ્કોની એક અગ્રગણ્ય માધ્યમિક શાળાના સંચાલકે એનું કારણ જણાવ્યું છે: "સ્ત્રી અને પુરુષમાં અનિવાર્ય એવી ભિન્નતા રહી છે. પુરુષે સિપાહી બનવાનું છે. સ્ત્રીએ રાષ્ટ્રહિતનું મહત્તમ કાર્ય કરવાનું છે. એ તો માતા છે." આ સામ્યવાદી યંત્ર-માનવી સાર્થ પૂકાર કરી શકત: "હિટલરને હરાવવો જ જોઈએ: હિટલર ઝિંદાબાદ!"

'લોકોને અપાતું અફીણ' એ નામે લેનિને ઓળખાવેલા ધર્મની પુનઃ સ્થાપના એ બીજું સામાજિક મહત્ત્વ ધરાવતું પ્રસ્થાન છે. નેપોલિયને એકવાર એના વાંકદેખા મિજાજથી કહ્યું હતું: "ધર્મ વિના તે હું લોક પર શાસન શી રીતે કરી શકું?" ઝારશાહી સાથે ગાઢ સંપર્ક ધરાવવા બદલ વિસર્જન પામેલા 'ઑર્થોડૉક્સ ચર્ચ'ને સંમાન્ય ગણી સ્તાલિને આવી જ કશી રીતે જવાબ આપ્યો છે.

## જી. પી. યુ.

જનતાની સરમુખત્યારીનો સિદ્ધિકલશ તો હરેક પ્રકારની સ્વાધીનતાનો લોપ અને પ્રજાનું લશ્કરી ચોકઠામાં સંપૂર્ણ નિયમન એ છે. આ સરમુખત્યારશાહી એ હવે તો સામ્યવાદી પક્ષની પણ નથી રહી. એ તો હવે, હિટલરને પોતાનું ગેસ્ટાપો રચવા માટે જેણે આદર્શ પૂરો પાડ્યો એવી ખૂફિયા પોલીસની, જી. પી. યુ. મારફતે કામ કરતા એક નેતાની, સરમુખત્યારી છે.

ઘણી વિશ્વસનીય અને આધારપાત્ર વ્યક્તિઓએ અંદાજ કાઢ્યો છે કે ખેતીના સમૂહીકરણમાં ન માનનારા ચાલીસથી સિત્તેર લાખ કુલકસ એટલે કે સુખવસ્તુ ખેડૂતો, અને સ્તાલિન, કાલિનિન, મોલોટોવ, લિટ્વિનોફ અને વોરોશિલોવના અપવાદ સિવાયના, રશિયન ક્રાન્તિમાં અનન્ય હિસ્સો પૂરાવનારા હરેક અગ્રણી સામ્યવાદી સમેતના પચાસ લાખથી એક કરોડની સંખ્યા લગીના રાજકીય વિરોધીઓ જી.પી. યુ.ના

શિકાર બન્યા છે. ટ્રૉટસ્કી સામેના આક્ષેપોની તપાસ કરવા બેઠેલા ડ્યુઈ કમિશને, મુકર્દમાઓ, જે કેટલાક કિસ્સાઓમાં 'નિસ્તાર' (liquidation) પહેલાં ભજવાયાં હતાં, તે બાબતમાં નીચેના નિર્ણયો જાહેર કર્યા હતા:

'જૂઠી કબૂલાતો અને પાપનિવેદનો (Confessions) બળજબરીએ કઢાવવાની અને કબૂલાત આપનારા અને અન્યને એમાં ગૂંથી લેવાની રીત તો આજે સોવિયેત-પોલીસને સામાન્ય થઈ પડી છે.

કમિશન એવા નિર્ણય પર આવે છે કે એ મોસ્કો-મુકર્દમાઓમાં જાહેર થયેલા તહોમતદારોનાં નિવેદનોમાં રહેલી કલ્પનાતીત અસંગતતાઓ -જેના પર કમિશને લક્ષ દોર્યું છે-એને આ હકીકત સાથે જોડતાં, આ નિવેદનો પાછળ બળજબરી હોવાની શંકા વ્યાજબી ઠરે છે. તહોમતનું સ્વરૂપ અને એ મુકર્દમાઓની જુબાની, પૂરાવા વગેરેના પ્રકાશમાં જોતાં આ જ શંકા આ મુકર્દમાઓ ગોઠવેલાં છટકાંઓ હતાં એવા નિર્ણયને ન્યાયી ઠરવે છે...

આ સર્વ પૂરાવા અને આ નિર્ણયોના આધાર પર આ કમિશન લીઑં ટ્રૉટસ્કી અને લીઑં સેડોવને નિર્દોષ માને છે.'

આર્થર કૉસ્લરની 'ડાર્કનેસ એટ નુન' નામની કલાત્મક અને સદૃષ્ટિ નવલકથામાં જેટલી વેધકતાથી રશિયન સાફસુફી અને 'મુકર્દમા'ઓ પર પ્રકાશ પાડવામાં આવ્યો છે તેવો બીજે કોઈ ઠેકાણે પ્રયત્ન પણ કરવામાં નથી આવ્યો. મૅક્સ ઇસ્ટમેનની ટીકામાં રહેલા સત્ય વિષે અંદેશો આણવો પણ મુશ્કેલ છે. એણે કહ્યું છે: 'જો નિર્દોષના લોહીને ઘટક તરીકે ગણવાનું હોય તો તો સ્તાલિને તળાવ ભર્યું છે. હિટલરે બતકડીનું ખાબોચિયું અને મુસોલિની તો ખોબાજળમાં આવે.'

સ્તાલિનનું વર્ણન રશિયન ભાષામાં 'વોઝ્ડ' એટલે કે નેતા તરીકે કરવામાં આવે છે. 'મિશન ટુ મોસ્કો'ના કર્તા, સ્તાલિનના મિત્ર અને ભૂતપૂર્વ અમેરિકન એલચી જોસેફ ે. ડેવિસે કહ્યું છે: 'ખરી રીતે તો સરકાર એટલે એક વ્યક્તિ-સ્તાલિન. એ લોખંડી પુરુષ બધી હરીફાઈમાં

જીત્યો, અને સર્વ હરીફોને એણે ઠેકાણે કર્યા. આજે એ સર્વસત્તાધીશ છે. કહેવાય છે તેમ તે સરમુખત્યારી તંત્ર છે—પણ તે જનતાની નહીં, જનતા ઉપર એક માનવીની. એક માનવી આજે સર્વસત્તાધીશ છે.'

નેતાગીરીના સિદ્ધાન્તને સોવિયેત સંઘમાં જે રીતે અગળ ધપાવવામાં આવ્યો છે તેનો એક નાદર નમૂનો આન્દ્રે જિડે સોવિયેતની તેની મુલાકાતના સંસ્મરણમાં કહ્યો છે. રાજના મહેમાન જિડે પોતાના નિમંત્રકને એક તાર મોકલ્યો હતો. એણે 'મોંસ્યો સ્તાલિન' લખ્યું. આ તાર કદી મોકલવામાં જ આવ્યો ન હતો કારણ કે તારવાળો તો 'મહાન અને પ્રેમભાજન સ્તાલિન'ને નામે મોકલેલો તાર જ સ્વીકારી શકતો હતો!

જીવનની છેલ્લી પળોમાં, અસહાય અને અશક્ત બનેલા લેનિનને આગામી ભયની ગંધ આવી ચૂકી હતી. આખરી મૃત્યુપત્રમાં એણે સ્તાલિનને 'નઠોર, બિનવફાદાર, કિન્નાખોર, રાષ્ટ્રીયવૃત્તિવાળો અને ચંચળવૃત્તિનો' કહ્યો છે અને સાથે એવી સૂચના પણ કરી હતી કે પક્ષના સામાન્ય મંત્રીપદેથી સ્તાલિનને દૂર કરવો. પણ ત્યારે તો ઘણું મોડું થઈ ગયું હતું.

કોઈ પણ રાજની પરદેશનીતિ એ દેશના આંતરિક આયોજનનું પ્રતિબિંબ બને છે. રશિયા કેવાં પરિવર્તનોમાંથી પસાર થયું છે એને માટે કશી સહાયક સાબિતીની જરૂર હોય તો તે રશિયાની પરદેશનીતિમાંથી મળી રહેશે. લેનિને જેને 'લૂંટારુની ટોળી' તરીકે વર્ણવ્યો હતો તે પ્રજાસંઘમાં, બ્રિટન અને ફ્રાન્સ જેવા શાહીવાદી મિત્રોની સોબતમાં કામ કરવાનું સોવિયેતે ૧૯૩૫ બાદ પસંદ કર્યું.

૧૯૩૯માં સ્તાલિન–હિટલર સંધીનો અકલ્પ્ય કૂદકો, હિટલરની સાથે હાથ મિલાવી પોલાન્ડ પર કરેલો હુમલો, અને એના ભાગલા પાડવામાં, વહેંચી લેવામાં ભાગીદારી–વગેરે આવ્યાં. ફાસિવાદ અને સામ્યવાદ વચ્ચેની અતલ ઊંડી ખાઈ ઓને લક્ષમાં લેતા સ્તાલિન–હિટલર કરાર જેવો કરાર કઈ રીતે શકય હતો તેવા સવાલના જવાબમાં મોલોટોવે, અનનુભૂત એવી નિષ્ઠા સાથે જવાબ વાળ્યો હતો: 'એ તો બધી શોખની વસ્તુઓ છે.'

## ફરી પાછા રાષ્ટ્રવાદ ભણી

સામ્યવાદી આંતરરાષ્ટ્રીયના વિસર્જન અને ૧૯૪૩માં આંતર-રાષ્ટ્રીય ગીતના સોવિયેત રાષ્ટ્રગીત તરીકેના અસ્વીકાર બાદ સોવિયેત આસપાસ આંતરરાષ્ટ્રવાદના રહ્યાસહ્યા અવશેષો નાશ પામ્યા છે. ત્યાં લગી તો રશિયન પ્રજા ક્રાન્તિકર સમાજવાદના પ્રિયગીતના શબ્દો ગાવાને ટેવાએલી હતી.

ઊઠો ભૂખમરાના ગુલામો
ઊઠો દુઃખ દાઝયાં તમામ
નૂતન ન્યાય પડકાર આપે
જૂની શૃંખલાઓ ફગાવ.

વૃથા સ્વપ્નની ભોમ ભાંગી
તું આલમ હૂબેહૂબ બનાવ
તું દફનાવ બંધન પુરાણાં
ઈમારત નવેસર ચણાવ.

ઝગે દેખ આલમ અજાયબ
પડે ભવ્ય પડદા બધે;
અહો ભોમકા જૂનવાણી
ઊઠી નવ્ય કંથા ધરે.

કશું યે નહતું કાલ આજે
બધું યે નવેસર રચાય
નહતાં કાલ ઈન્સાન આપણ
મહાપ્રાણ આજે ફૂંકાય

બિરાદર છે સંગ્રામ છેલ્લો
તું શસ્ત્ર ને ભાથાં સમાલ
સહુ પોતપોતાને સ્થાને
ખડા રહો બની હોશિયાર.

જગત કમ્યુનિસ્ટો મળીને
થશે એક માનવસમાજ
જગતના સહુ પીડિતોની
થશે એક અણબૂડ જહાજ

(ભોગીલાલ ગાંધીએ કરેલો અનુવાદ)

આની જગાએ સ્તાલિને લાક્ષણિક રીત મુજબ નીચેનું પોતાની પ્રશંસાનું યુદ્ધાભિમુખમાનસ દાખવતું રણગીત દાખલ કર્યું છે:

'સ્તાલિને અમને લોકને વફાદાર રહેતાં શીખવ્યું
અને અમને કામ કરતાં અને મહાકાર્યોના ગૌરવની પ્રેરણા આપી.
અમે યુદ્ધમાં અમારી સેનાનું સંવર્ધન કર્યું
અમે અમારા માર્ગમાંથી બર્બર હુમલાખોરને હાંકી કાઢીશું.
યુદ્ધમાં અમે (આવતા) જમાનાઓનું ભાવિ ઘડીએ છીએ
અમે અમારા દેશને યશ અને કીર્તિને માર્ગે લઈ જઈશું.'

કેટલાંક વર્ષોથી પ્રચલિત એવા રાષ્ટ્રવાદ તરફ 'પાછા વળો'ની નીતિનાં આ તો માત્ર સૂચક ચિહ્નો છે. હવામાન કઈ દિશાએ વહેતું હતું તે દાખવતાં ઘણાં તણખલાંમાંનું એક એ હતું કે 'સ્વાયત્ત' ગણાતા યુક્રેનિયન કે જ્યોર્જિયન કે તુર્ક તાર્તાર કે સાયબિરિયન જેવાં પ્રજાતંત્રોની શાળાઓમાં શિક્ષણનું માધ્યમ એમની માતૃભાષા નહીં પણ સર્વ-

શક્તિમાન ઝારના સમયમાં સત્તાધીશો હતા તેવા બૃહદ્ રશિયનોની રશિયન ભાષા રહેશે. યુદ્ધ પહેલાં થોડા સમય પૂર્વે જ આ હુકમ કરવામાં આવ્યો હતો.

મોસ્કોમાં હવે આંતરરાષ્ટ્રીય સામ્યવાદીઓની સભાઓને બદલે સ્લાવ–અભિમુખ સંમેલનો મળે છે. સ્લાવ-લશ્કરવાદના વીરોને આજ ફરીથી પ્રજા આગળ રજૂ કરવામાં આવે છે. આમાં નેપોલિયનના આક્રમણનો સામનો કરનાર સુવારોવ અને કુતુઝોવ પણ છે. પણ એથી ય રમૂજભર્યો કિસ્સો તો મહાન પીટર તરીકે ઓળખાતા ઝારનો છે. ક્રાન્તિવાદના અમુક વર્ષો લગી તો પીટરને જુલ્મી, અને પ્રજાની નિંદાને પાત્ર એવા ખલનાયક તરીકે ઓળખાવવામાં આવતો. ત્રીસીમાં આ વલણમાં ફરક દેખાયો. મરેલા પીટરે પોતાના દુર્ગુણો તજવા માંડ્યા અને નવા ગુણો પ્રયત્નપૂર્વક કેળવવા પણ માંડ્યા. અને એના પરિણામે આજે તો પીટર મોસ્કોના તખ્તા પર આદરણીય વીર બન્યો છે. અનુદાર પરદેશી પત્રકારોએ તો પીટરની મોંછામાં સ્તાલિનની મોંછા પણ જોઈ! યુદ્ધની શરુઆત બાદ તો આ લશ્કરીકરણ ગાંડુંતૂર બન્યું છે. ફરી પાછી 'ગાડર્ઝ'ની પુનઃસ્થાપના થઈ છે; ખાંધ–પટ્ટીઓ પાછી આવી છે; માત્ર અફસરોની જ ટુકડીઓ બનાવાઈ છે અને રેલ્વેના કામદારોમાં ય, 'મેજર', 'કર્નલ' અને 'જનરલ'ની પદવીઓ અપાઈ છે.

લશ્કરવાદી સત્તા જ્યારે રાષ્ટ્રવાદાભિમુખ બને છે ત્યારે સાથે સાથે જ શાહીવાદી ન બનવું એ એને માટે અશક્ય બને છે. આની પ્રતીતિ તો આવતા મહિનાઓ અને વર્ષોમાં આપણને વિપુલ પ્રમાણમાં મળી રહેશે. રશિયા અને પડોશી રાજ્યોના સંબંધો વિષે સચિંત બનેલા વિલ્કીને 'પ્રવદા'એ સૂણાવી જ દીધું: "એ તો અમારી આંતરિક બાબતો છે." સ્તાલિનનો આ 'હાથ ઊઠાવી લ્યો' એ ધૂરધૂરાટ અને હિંદ આવવાની પોતાની ઇચ્છા પ્રગટ કરતાં એ જ વિલ્કીને ચર્ચિલે આપેલી ચેતવણીમાં શો ફરક છે? આ યુદ્ધ ૧૯૩૯માં પોલાન્ડની સ્વાધીનતા રક્ષવા શરુ થયું. વિધિનો એ કદાચ કરુણ કટાક્ષ હશે કે આ યુદ્ધનો અંત પોલાન્ડની ગુલામીમાં આવશે. આજે જ પોલાન્ડનો પૂર્વાર્ધ રશિયન મુલકમાં ભેળવી

દેવાશે કે નહીં તે વિષે તર્ક થઇ રહ્યા છે. સાફસાફ જણાઈ નથી એવી વાત તો એ છે કે પોલાન્ડનો પશ્ચિમાર્ધ અને પૂર્વ તથા મધ્ય યુરોપની સ્વાધીનતા પણ જોખમમાં છે.

લંડનમાં વસતી પોલિશ સરકારને 'ફાસિવાદી' કહી નિંદવાના કામમાં મોસ્કો હમણાં પડ્યું છે. પશ્ચિમ પોલાન્ડમાં પૂતળા સરકારની સ્થાપનાની આ નાન્દી છે. પોલિશ સરકારને 'ફાસિવાદી' તરીકે ઓળખાવવાનાં કારણો જોવા તો પોલિશ સરકારના મંત્રીમંડળના રંગને જોવો જોઈયે. પંતપ્રધાન ખેડૂતપક્ષના છે. ત્રણ પ્રધાનો પોલિશ સમાજવાદી પક્ષ, જે સમાજવાદી અને કામદાર આંતરરાષ્ટ્રીય સાથે જોડાયેલો છે અને જેની સાથે બ્રિટનનો મજૂરપક્ષ પણ જોડાયેલો છે, તેના છે. આમાંનો એક નાયબ પંતપ્રધાન છે. બીજા બે પ્રધાનો ક્રિશ્ચિયન મજૂરપક્ષના છે અને બે રાષ્ટ્રીય લોકશાહી પક્ષ (રૂઢિચૂસ્ત) ના છે. બાકીના ત્રણ કોઇપણ પક્ષના નથી. આ ઉપરથી એ જણાશે કે આવા પ્રધાનમંડળને 'ફાસિવાદી' તરીકે ઓળખાવવું એ ફિન્લેન્ડ જેવા અતિ પ્રગતિશીલ સોશિયલ ડેમોક્રેટિક દેશને 'ફાસિવાદી' તરીકે નિંદવાના પગલા સાથે સુસંગત છે.

આ નિંદાપ્રચાર કે પ્રચારઆક્રમણ તો ખરી રીતે સ્વાહાવૃત્તિને સંતોષવા માટે થતી નઠોર રાજકીય તૈયારી છે. સ્તાલિને પોતે તાત્ત્વિક રીતે તો આ સ્વીકાર્યું પણ છે. લંડનના 'ઑબઝર્વર'માં ૨૦ ફેબ્રુઆરી ૧૯૪૪ એ પ્રગટ થયેલા મોસ્કોના સંદેશામાં જણાવાયું છે કે રશિયન આક્રમણકારી વિકાસ વિષેની કુશંકાઓને નિંદતા સ્તાલિને એ જ શ્વાસમાં જણાવ્યું હતું કે એની નીતિ તો 'રશિયાની વ્યૂહરચના અંગેની જરૂરિયાતોની નજરે પૂર્વ યુરોપમાં થવી જોઈતી ભૌગોલિક અને રાજકીય પુનર્રચનાથી પ્રેરાએલી હતી.'

તાજેતરમાં જ ગુસ્સાની એક ક્ષણે હેરી પૉલિટે કહ્યું હતું: 'રશિયા અને પોલેન્ડ વચ્ચેના ઝઘડામાં દરમિયાનગીરી કરવાનું કામ બ્રિટિશ અને અમેરિકી રાજપુરુષોને સોંપાય એવાં સૂચનો કરતા બ્રિટનમાં

વસતા પેલા વ્યવસાયી પુરુષોએ એક પળભર, કોઈ રશિયન એમને ચર્ચિલ અને ગાંધીને એક કરવા માટે સ્તાલિનને દરમિયાનગીરી કરવા દેવાનું સૂચવે તો એના શા પ્રત્યાઘાતો થાય, તે જોવા થોભવું જોઈએ.' રશિયાએ દરમિયાનગીરી કેમ નથી કરી તેનાં કારણો દર્શાવવા પૉલિટ ન થોભ્યો. એને એ પણ ન સૂઝયું કે રશિયા જો સમાજવાદી હોત, અરે શાહીવાદવિરોધી હોત, તો એણે દરમિયાનગીરી કરી જ હોત. પૉલિટે તો આ જ કહ્યું: એને મન હિન્દ એ જેમ બ્રિટનની ઘરઘરાઉ વાત છે એવી જ રીતે પોલાન્ડ એ રશિયાની ઘરઘરાઉ વાત થવી જોઈએ!

## બીજો પ્રજાસંઘ

મોસ્કોથી છૂટેલા નવા ફરમાન મુજબ સોવિયેત તંત્રમાં ફેરફાર કરવામાં આવ્યો છે. એ મુજબ સોવિયેત સંઘનાં એકમ પ્રજાતંત્રોને હવે રાજકીય (Diplomatic) મુક્તિ મળી છે. રમૂજભરી વાત એ છે કે સદા ય એમ જ મનાતું આવ્યું હતું કે એ સ્વાયત્ત હતાં, અને છૂટા થવાનો એમને હક્ક હતો. ડેવિસે લખ્યું છે: 'આ સમાજવાદી પ્રજાતંત્રોને સિદ્ધાંતની નજરે સમૂહથી અલગ થવાનો હક્ક છે. પણ આ હક્કની વાત હકીકતમાં તો પોથીમાંનાં રીંગણાં જેવી છે. સમવાયતંત્ર અને એથી વધુ ક્રેમલિન (સ્તાલિન) આવા અનઐક્યને જરા ય સહન નહીં કરી લે." જી. પી. યુ.ની ભયજનક સત્તાઓની તુલનામાં આવાં તાંત્રિક સુશોભનો કેટલાં પોકળ છે એ જાણનારાઓ કહી શકશે, કે આ સ્વાયત્ત-તાની વાત તો પડોશી રાજ્યોને ખાલસા કરવા માટે ઊભી કરવામાં આવેલી જાળ છે. એવી કશી બનાવટ વિના તો આવાં પગલાંથી, માત્ર તે દેશની પ્રજા જ સામનો નહીં કરે; બ્રિટન અને અમેરિકાને પણ હાલના જોડાણનો વિરોધ કરવો પડે. હવે તો સોવિયેત તંત્રને ય પોતાનો પ્રજાસંઘ છે અને જો ચર્ચિલ વિરોધ કરે તો એને કહી શકાશે કે જો સર રામસ્વામી મુદલિયાર કે સર મહમદ ઉસ્માન શાંતિપરિષદમાં હિન્દનું પ્રતિનિધિત્વ કરી શકે તો પછી કુસેનિન ફિન્લેન્ડ વતી અને ડિમિટ્રૉવ બલ્ગેરિયાની વતી શા સારુ સહી ન કરે?

લંડનના 'ઈકોનોમિસ્ટ' પત્રે એના તા. ૫ ફેબ્રુઆરી ૧૯૪૪ના પોતાના અંકમાં મિત્રરાજ્યની આળી ચામડી માટેની બધી જોગવાઈ સાથે એક કુનેહભરી ટીકા કરી હતીઃ "માર્શલ સ્તાલિન અને મોં. મોલોટોવની દૃષ્ટિ તો હકીકત તરફ વળેલી છે. રાજબંધારણની આંટીઘૂંટીના નિષ્ણાતની નજરે પણ નહીં ચઢે એવા કારણસર, પક્ષ અને પોલીસના બંધારણને લીધે, આ સોળ પ્રજાતંત્રો સાથે મરવાનું અને સાથે જીવવાનું પસંદ કરશે. ૧૯૩૬ના બંધારણ મુજબ હરેક પ્રજાતંત્રને અલગ થવાનો હક્ક છે. આજે એનું પુનરુચ્ચારણ થાય છે. પણ જ્યાં લગી અલગ થવાની હિલચાલ પર પ્રતિબંધ છે અને એ હિલચાલને દેશદ્રોહી માનવામાં આવે છે ત્યાં લગી આ હક્ક શેખચલ્લીની વિચારણા જેવો લાગે છે. ત્રીસીની શરૂઆતમાં અલગપણા માટેની નહીં પણ સ્વાયત્તતાના વધુ પ્રમાણની માગણીને યુક્રેઈન, બીએલોરુસિયા અને કોકેસસમાં ભારે હાથે દબાવી દેવાયેલી. થોડાં વર્ષ બાદ સોવિયેત એશિયામાં ચાલેલી આવી હિલચાલનો પણ આવો જ ફેજ થયો. પરિસ્થિતિમાં મૂળગત પરિવર્તન થયું હોય એમ માનવાને આધાર મળે એવું કશું જ નથી બન્યું." એ શક્ય છે કે આનો બીજો હેતુ, ૧૯૩૮માં સોવિયેતમાં ન હતા એ પ્રદેશો માટે સોવિયેતમાં દાખલ થવાનો માર્ગ સરળ કરવો એ હોય.

એક દિવસ આગળ જ અજ્ઞાત વ્યંગમાં, ૪થી ફેબ્રુઆરીના અગ્રલેખમાં 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ લખ્યું હતુંઃ 'બ્રિટિશ પ્રજાસંઘને આદર્શ તરીકે રાખીને રશિયા પણ સોવિયેત પ્રજાતંત્રોનો એક પ્રજાસંઘ રચવા માગે છે એમ જણાય છે. પ્રજાસંઘના ખ્યાલને ઘડનારા બ્રિટિશનું રશિયન દરખાસ્ત એક રીતે ગૌરવ કરે છે.'

કેટલેક ઠેકાણેથી એમ દલીલ કરવામાં આવે છે કે નાત્સી આક્રમણ સામે જ્યારે પોતાની રક્ષા માટે તૈયાર થવાના કામમાં રશિયા રોકાયું હતું ત્યારે પરદેશનીતિ અને આંતરિકનીતિમાં આવાં કમનસીબ લક્ષણો ઊપસે એ અનિવાર્ય હતું અને યુદ્ધ પૂરું થયે રશિયા પોતાની સમાજવાદી સમાજને પંથેની કૂચકદમ આગળ ચાલુ રાખશે. ઇચ્છા તો

થાય છે કે હરકોઈ આ આશાવાદમાં ભાગીદાર બને. પણ આ આશાવાદ જ હકીકત પર નહીં, પણ આંધળી અને બહેરી શ્રદ્ધાપર અવલંબન રાખે છે. ડેવિસ લખે છે: 'સામ્યવાદમાં શ્રદ્ધા પ્રગટ કરે જતાં, તંત્ર મવાલ પક્ષે વધુ અને વધુ ઢળતું જશે એમ મારી ધારણા છે. હકીકતમાં છેલ્લાં આઠ વર્ષમાં એમ જ થયું છે.'

## સમાજવાદી કે મૂડીવાદી ?

આજે તો કોઈ માથાભારે હઠાગ્રહી જ રશિયાને સમાજવાદી તંત્ર કહી શકશે. સમાજવાદી સમાજને માટે આવશ્યક ત્રણ લક્ષણમાંનું એક પણ આજે એની પાસે નથી. એ **વર્ગવિહીન** નથી, એ **લોકશાહી** નથી, એ **આંતરરાષ્ટ્રીય** નથી. કહેવાનો અર્થ એ નથી કે રશિયન રાજ્યે કશી ય સિદ્ધિ જમા કરાવી નથી. એણે દેશનું ઔદ્યોગીકરણ કર્યું છે. ખેતીને ધરખમ પાયાપર મૂકી છે. સાંપત્તિક સુખવૈભવ વધ્યાં છે. અને અન્ય દેશોએ જેને અશક્ય માની છે એવી ગતિએ એણે અક્ષર-પ્રચાર કર્યો છે. પણ આ સિદ્ધિઓમાં સમાજવાદી કહી શકાય એવું કશું નથી. કાર્યક્ષમ મૂડીવાદી અને ફાસિવાદી રાષ્ટ્રો પણ આને જ લક્ષ્ય માને છે. ડેવિસ કહે છે તેમ હકીકતમાં 'તંત્રે સામ્યવાદના સિદ્ધાન્તને વ્યવહાર-વર્તનમાં જાકારો દીધો. નફો એ જ એક માત્ર શાશ્વત અને આગ્રહી પહેલ કરનાર છે—ઉત્તેજન છે—એ વસ્તુ સરકારે જોઈ છે.' તો રશિયાને મૂડીવાદી રાજ્ય કહી શકાય? મને લાગે છે એનો જવાબ પણ એટલો જ નકારાત્મક જ છે. રશિયામાં અને અન્ય રાષ્ટ્રોમાં તાજેતરમાં બનેલી વસ્તુઓ એ જણાવે છે કે કોઈપણ રાષ્ટ્રને માટે માત્ર મૂડીવાદી કે સમાજવાદી હોવું જ જરૂરી નથી. ખરી રીતે એક ત્રીજા પ્રકારનું તંત્ર શક્ય છે એટલું નહીં પણ હસ્તિમાં આવતું જાય છે. અને એવા દેશોમાંનો એક એ રશિયા છે.

આવાં રાજ્યોને ફાસિવાદી કહેતાં જરા વસવસો થાય છે કારણ કે હમણાં તો 'ફાસિવાદ' એ વૈજ્ઞાનિક વ્યાખ્યા મટીને ગાળ બનેલો શબ્દ છે. કેટલાંક વર્તુલોમાં તો તમે જે સાથે સંમત ન થાઓ એ સહુ

'ફાસિવાદ' બને છે. જે લાગણીવેડાપૂર્વક આ શબ્દનો ઉપયોગ થાય છે તે જોતાં એનાથી દૂર રહેવું જ ઠીક છે. અહીં આપણે રશિયાની સ્તુતિ કે નિંદા કરવા કે એની કશી નૈતિક તુલના કરવાનો યત્ન નથી કરતા. આપણો યત્ન તો એને સમજવાનો છે. એના અનુભવે શીખવાનો છે. ગોળગોળ રીતે રશિયાને હમણાં 'રાજ સમાજવાદી' તરીકે ઓળખાવાય છે. રશિયા જેવા રાજને ઓળખવા માટેનો ઉત્તમોત્તમ શબ્દ, તો અમરિકી સમાજવાદી લેખક જેમ્સ બર્નહામે, હમણાં જ હિંદમાં આવેલા એના વિચારપ્રેરક પુસ્તક 'ધી મેનેજેરિયલ રેવોલ્યુશન'માં પ્રયોજ્યો છે તે છે. બર્નહામની વ્યાખ્યા મુજબ મેનેજેરિયલ તંત્ર (મુનીમશાહી) સમાજવાદી કે મૂડીવાદી નથી. એ તંત્રમાં તો નોકરશાહી વ્યવસ્થા ચલાવે છે અને મુનીમો ઉદ્યોગોનું સંચાલન કરતા હોઈ સત્તા એમના હાથમાં છે. આ મુનીમશાહી અને સમાજવાદી તંત્ર વચ્ચેનું સામ્ય એ છે કે બન્નેમાં ઉત્પાદનના સાધનોમાં, વિતરણમાં કે મોંબદલામાં રહેલી ખાનગી મિલકતને નાબૂદ કરવામાં આવી છે કે કાં તો અકર્મણ્ય બનાવી દેવાઈ છે. અને હરેક ઉદ્યોગ કે આર્થિક સાહસની માલિકી કે નિયંત્રણ રાજના હાથમાં છે. આ મુનીમશાહી અને સમાજવાદી તંત્રમાં ફરક એ છે કે સમાજવાદી તંત્રમાં રાજ સમૂહનું કે જનતાનું છે. મુનીમશાહીમાં રાજ અને એના રાષ્ટ્રીય બનાવાએલા અર્થકારણ પર સરમુખત્યારી ભોગવતા થોડાક મુનીમો અને નોકરશાહીની નાની ટોળકી અધિકાર ભોગવે છે. બર્નહામના મત મુજબ સામાજિક સંઘટનાનો નવો તબક્કો સમાજવાદ નહીં પણ આવો મુનીમશાહી હશે. પોતે સર્જેલાં ઔદ્યોગિક અને રાજકીય યંત્રોનું નિયંત્રણ કરવાની શક્તિ સમગ્ર રીતે આજે માનવી પાસે નથી. એટલે જ જૂની જાતનો મૂડીવાદ, એને આનુષંગી એવી કાર્યક્ષમતાનો અભાવ, અંધાધૂંધી અને અપાર ગૂંચવણો સાથે આજ થાકી ગયેલો દેખાય છે પણ માનવી હજુ સમાજવાદી સમાજ માટે તૈયાર નથી થયો. સૌથી વધુ અગત્યની વાત તો એરિક સ્ટ્રાઉસે એના 'સોવિયેત રશિયા' પુસ્તકમાં કહ્યું છે તેમ: "બે દસકા કરતાં થોડા વધુ સમયમાં સોવિયેત રશિયા અને સામ્યવાદી પક્ષ, તવારીખની કરુણતમ

કારકિર્દીમાંની એકને સમાપ્ત કરી ચૂક્યાં છે" એ વસ્તુને સમજી લેવાની છે. એમ કરવાની ચૂક થતાં સમાજવાદને ગંભીર અન્યાય કરનારો, સોવિયેત અને સમાજવાદને એક જ જાણવાનો ભ્રમ કરી બેસાશે. જો માનવીના મન પર સમાજવાદના આદર્શની કશી વિકૃત અને નિંદ્ય પ્રતિમા ન પડે એવું કરવું હોય તો સમાજવાદને એના કૂડા રશિયન વિકૃતિ ચિત્રથી ભારપૂર્વક ભિન્ન જણાવવાની આવશ્યકતા છે.

એમ કહેવાય છે કે દુનિયાના કેટલાક ભાગમાં રાત હોવા છતાં અંધારું ઓસરતું દેખાય છે અને માનવીને પ્રભાત થયાની ભ્રાન્તિ થાય છે. પણ આ ઉજાસ વિલીન થઈ જાય છે અને રાત લંબાય છે. થોડા કલાક પછી જ ઉષા પ્રગટે છે. આવતો જમાનો ૧૯૧૭ની રશિયન ક્રાન્તિને સમાજવાદી દિવસની એવી જ ભ્રાન્તિકર ઉષા તરીકે ઓળખાવશે. મેથ્યુ આર્નોલ્ડના શબ્દોમાં કહીએ તો આપણે 'એક મરી ગયેલી અને બીજી જન્મવાને અશક્ત એવી બે દુનિયાઓ' વચ્ચે જીવીએ છીએ.

★

## ૨

# નવીન યુગ

ઓસ્કર વાઇલ્ડે અનુભવની વ્યાખ્યા આપતાં, હરેક માણસ પોતાની ભૂલોને જે નામે ઓળખાવે તે અનુભવ એમ કહ્યું છે. છેલ્લાં પચીસ વર્ષના અનુભવના પ્રકાશમાં સમાજવાદની પુનર્વિચારણાનો કોઈપણ સમાજવાદીને હાથે થતો યત્ન પોતાની જાતની ટીકા થયા સિવાય નહીં રહી શકે.

પણ પચીસ વર્ષ જ કેમ ? મને લાગે છે કે પોતાની સમાજવાદમાંની માન્યતાને ચકાસવા અને પુનર્વિચારણા કરવાને માટે લાયક એવો આ પચીસ વર્ષનો ગાળો છે. 'હવે તો કોઈવાર નહીં' એવા શપથ લોકોએ ગત મહાયુદ્ધને અંતે લીધા હતા, તેને પણ પચીસ વર્ષ થવા આવ્યાં. રશિયન ક્રાન્તિને ય પચીસ વર્ષ થયાં. હિંદમાં મજૂર સંગઠ્ઠનની હિલચાલના જન્મને પણ પચીસ વર્ષ થયાં.

છેલ્લા બે દાયકા પર દૃષ્ટિપાત કરતાં, દુનિયાનાં સર્વ દુઃખોના નિવારણ જેવા સમાજવાદની સાર્થકતાની શ્રદ્ધામાં વસેલી કેટલીક મૂળગત માન્યતાઓ યાદ આવી જાય છે. આ માન્યતાઓ એ હતી કે માનવી તત્ત્વતઃ તો સારો હતો પણ પદ્ધતિ (System) ખરાબ હતી. માનવી અને સુખી સંસાર વચ્ચે ઊંડી ખાઈ જેવો મૂડીવાદ, એની અંધાધૂંધી, સહુ પોતપોતાને માટે યત્ન કરે અને પાછો પડે એને ડાકણ ખાય એવો એનો સિદ્ધાંત, નફાખોરી માટેનો એનો આગ્રહ, સાધનસંપન્ન માલિક અને અનાથ મુફલિસ પુરુષ, સ્ત્રી અને બાળક વચ્ચેની હરીફાઈ જેવાં એનાં લક્ષણોને લીધે આદમ જાતનો દુશ્મન દેખાતો. શ્રમજીવીઓના સમૂહને દરિદ્રી રાખનાર મૂડીવાદ હતો. સ્ત્રીજાતિને આર્થિક ગુલામી અને સામાજિક હીનતામાં સબડાવનાર મૂડીવાદ હતો. વેશ્યાવૃત્તિ અને બીજાં સામાજિક અનિષ્ટોનું કારણ મૂડીવાદ હતો. બાળકોને અણુપઢ અને અજ્ઞાન રાખનાર મૂડીવાદ હતો અને આ સહુ કરતાં વિશેષ તો વારંવાર યુદ્ધોને અનિવાર્ય બનાવનાર મૂડીવાદ હતો. મૂડીવાદનો નાશ કરી એને સ્થાને સમાજવાદ સ્થાપો અને આદમ જાતનાં સર્વ દુઃખો દૂર થશે !

મૂડીવાદી પ્રથાને દૂર કરવા અને લોકશાહીને આર્થિક ક્ષેત્રમાં સ્થાપવા તમારે કરવાનું એટલું જ હતું કે ખાનગી મિલકતનો નાશ કરવો અને ઉત્પાદન, વિતરણ, અને શરાફી પદ્ધતિનું રાષ્ટ્રીયકરણ કરવું. ‘હરેક પાસેથી એની શક્તિ મુજબનું (કામ લેવું) અને દરેકને એની જરૂરિયાત મુજબ (આપવું)’ એ સૂત્ર વર્ગવિહીન સમાજની રચનાના મૂળમાં રહેવાનું હતું. આથી આખો ય જનસમૂહ એક કુટુંબ પેઠે વર્તશે અને પછી તો સર્વદા લીલાલહેર રહેશે! સમાજવાદી સમાજને વર્ણવતાં લેનિને કહ્યું હતું કે એ તો ‘સ્વાધીન અને સમાન’ માનવીઓનો સમાજ રહેશે. માનવીમાત્રના વ્યક્તિત્વને વિકસવાનો એમાં સંપૂર્ણ અવકાશ હશે. ભારપૂર્વક એ કહેવાનું જોઈએ કે સમાજવાદી વિચાર-સરણીની હરેક પદ્ધતિ આ માન્યતાનો સ્વીકાર કરતી હતી. સોશિયલ ડેમોક્રેટસનો આગ્રહ હતો કે આગળ વધેલા ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ જેવા

લોકશાહી દેશોમાં આ પરિવર્તન બંદૂક-ગોળીથી નહીં પણ મત-પેટીથી આવી શકશે. સામ્યવાદીઓ દલીલ કરતા કે આ પરિવર્તન હિંસક બળવાથી અને રશિયામાં થયા એવા વિપ્લવ અને ક્રાન્તિકારી પક્ષે (એટલે કે પોતે) શ્રમજીવીઓની વતી હસ્તગત કરેલાં સત્તાનાં સૂત્રોના જોરે થઈ શકશે. શ્રમજીવીઓની સરમુખત્યારીના ટૂંકા સમય બાદ વર્ગવિહીન સમાજ સ્થપાશે, તંત્ર ખરી પડશે અને તમે તમારી જાતને સમાજવાદી સમાજમાં જોશો. દરેક ફિરકામાં આ વિચારનું સામાન્ય સૂત્ર એ હતું કે મૂડીવાદની જગા સમાજવાદ જ લઈ શકશે. એવી જ બીજી માન્યતા એ હતી કે સમાજવાદ આંતરરાષ્ટ્રીય હતો અને એની સ્થાપના જગતના ઐક્યમાં સાર્વત્રિક ભ્રાતૃભાવમાં પરિણમશે. પચીસ વર્ષ ભૂતકાળના સમાજવાદીઓની આ માન્યતાઓનો પુનરુચ્ચાર હું એ કારણસર કરું છું કે છેલ્લા બે દાયકાની સિદ્ધિ અને સ્થિતિને આ ફલક પર જોવાનાં છે.

## સોશિયલ ડેમોક્રેટસ

સામાજિક લોકશાહી અને સામ્યવાદના વિકાસને અલગઅલગ જોવાથી વધુ ચોખવટ થશે. ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની જેવા આગળ પડતા દેશોનો સામાજિક લોકશાહીનો ઇતિહાસ તો ઘણું ખરું જાણીતો છે. એ ઇતિહાસ તો કમજોરીનો, નેતાગીરીના અભાવનો અને જે સિદ્ધાન્તનો એ ઉચ્ચાર કરતા હતા તેમાં જ શ્રદ્ધાના અભાવનો છે. 'ક્રમિકપણાની અનિવાર્યતા'ના ઓઠા હેઠળ સામાજિક લોકશાહી નેતાગણે (સોશિયલ ડેમોક્રેટસ) સમાજવાદ પ્રતિ એક પગલું પણ ભરવાની ના પાડી. જર્મન સોશિયલ ડેમોક્રેટસના હાથમાંથી સત્તા હિટલરના હાથમાં સરી પડી. ઈંગ્લેન્ડ અને ફ્રાન્સમાં અનુક્રમે મૅકડોનાલ્ડ અને બ્લુમે—અંગત ગુણવત્તામાં ભારે ફરક હોવા છતાં—લોકશાહી રીતે સામાજિક ક્રાન્તિ આણવાની હાથ આવેલી અસંખ્ય તકને ન સ્વીકારવાનો ગુનો કર્યો. બ્રિટનની ૧૯૨૬ની સામાન્ય હડતાલની સફળતાએ સહુ કરતાં વધુ કોઈને પણ ગભરાવ્યા હોય તો તે મજૂરસંઘની સામાન્ય મંડળીને; અને એનું ખાસ કારણ એ હતું કે એથી ક્રાન્તિકારક પરિવર્તનની નિર્બંધ પરંપરાની શક્યતા દેખાતી થઈ હતી!

આ બધા દેશોમાં આ કાળમાં મજૂરસંઘની નોકરશાહીનો ઉદય થયેલો પણ દેખાય છે. વધુ આવક અને મજૂરના સામાન્ય સમૂહ કરતાં ભિન્ન એવી કામગીરીને કારણે આ વર્ગ શ્રમજીવીઓથી અલગ પડતો. અને સામાજિક રીતે તો એમને મૂડીવાદી આલમમાં વધુ ગોઠતું.

સામાજિક લોકશાહી હિલચાલોનો અનન્ય વિકાસ તો ક્રમશઃ યુદ્ધવિરોધી અને શાહીવાદવિરોધી સ્થિતિમાંથી યુદ્ધ અને શાહીવાદનો પુરસ્કાર કરતી પરિસ્થિતિમાં થયો તે છે. રામ્સે મેકડોનાલ્ડને તેની ગયા યુદ્ધ વખતની યુદ્ધવિરોધી નીતિ માટે નેતૃત્વ આપનાર અને દર વર્ષે, યુદ્ધ આવે તો સામાન્ય હડતાલની હાકલ દેનાર બ્રિટનના મજૂરપક્ષનો કરુણ અંજામ તો ચર્ચિલના યુદ્ધપ્રધાનમંડળમાં સ્થાન મેળવવામાં આવ્યો છે.

આ રંજ પેદા કરતી પરિસ્થિતિના વિરોધમાં જ્યારે થોડા નાના દેશોમાં સમાજવાદના વિકાસ તરફ અને ખાસ કરીને સ્કેન્ડીનેવિયન સમૂહના સ્વીડન, નોર્વે, ડેન્માર્ક, ફિન્લેન્ડ વગેરે દેશો તરફ દૃષ્ટિ નાખીએ છીએ ત્યારે રાહત અનુભવાય છે. આ દેશોમાં ધીરી પણ મક્કમ રીતે લોકશાહીને આર્થિક અને સામાજિક ક્ષેત્ર તરફ વિકસાવાઈ છે. આ વિકાસને યોગ્ય ગણના કે પ્રશંસા એને નથી મળ્યાં. ૧૯૩૯માં યુદ્ધ શરુ થયું ત્યારે ક્યા દેશો સમાજવાદી સમાજને રસ્તે આગળ વધેલા હતા એવો સવાલ મને પૂછવામાં આવે તો હું આ દેશો તરફ આંગળી ચીંધું.

## પરજીવી

નાના દેશો અને મોટી સત્તાઓ વચ્ચેનો આવો તફાવત શેને આભારી છે ? એક બાજુએ શાહીવાદની હાજરી અને બીજી બાજુએ એની ગેરહાજરી એ એનું કારણ છે એવી લાગણી જન્મ્યા સિવાય નથી રહી શકતી. બ્રિટિશ મજૂરહિલચાલ દૂષિત જણાય છે તેનું કારણ બ્રિટિશ મજૂરો હિંદના અને અન્ય દેશોના ખેડૂતોના શોષણમાં ભાગીદાર છે—અને નબળી નેતાગીરી હેઠળ ભાગીદાર રહેવાનું પસંદ કરે છે—એવા વિધાનનો વિરોધ નહીં થઈ શકે. આનો અર્થ એ નથી કે દરેક બ્રિટિશ કામદાર પૂરેપૂરો સભાન શાહીવાદી છે. સામાજિક ક્રાન્તિને ખરીદી

લેવા બ્રિટનના સત્તાધીશ વર્ગે જે ચાલબાજી ચલાવી છે તેને પરજીવીવાદ તરીકે ઓળખાવાય છે.

'બીવરીજ યોજના'ની નાણાંપ્રકરણીય સફળતા વિષે કોકે સર વિલિયમ બીવરીજને સવાલ પૂછ્યો ત્યારે એમણે એમ જવાબ આપ્યાનું કહેવાય છે કે જો બેકારીને દૂર રાખી શકાય તો આ સફળતા મળી શકે. એનો અર્થ એ કે બ્રિટનની નિકાસશક્તિ યુદ્ધ બાદ ચાલુ રહે અને વિકસે અને એને માટેનાં ખરીદ બજારો અખંડ રહે. આનો અર્થ આપણે ગુલામ અને પછાત દેશોની પ્રજા. બ્રિટિશ મજૂરપક્ષની હિંદ અને સામ્રાજ્ય વિષેની કાળી કારકિર્દીનું મૂળ મને લાગે છે કે સામ્રાજ્ય જતાં બ્રિટિશ મજૂરને હાલાકી ભોગવવી પડશે એવી દૃઢ માન્યતામાં રહ્યું છે. આવો ભોગ આપવા બ્રિટિશ મજૂર અને એના નેતાઓ તૈયાર નથી. એટલે કે બ્રિટિશ મજૂરનું તાત્કાલિક હિત આંતરરાષ્ટ્રીય સમાજની પ્રગતિના રસ્તામાં આડું આવીને ઊભું રહે છે.

૧૯૩૫માં હિંદના એક સમાજવાદી પત્રમાં લખતાં સર સ્ટેફર્ડ ક્રિપ્સે કહ્યું હતું કે હિંદની આઝાદી અને બ્રિટન માટે સમાજવાદ, બન્ને પરસ્પરાવલંબી છે. આ વખતે સર સ્ટેફર્ડના મનમાં પણ આવી જ વિચારણા હશે.

## સામ્યવાદીઓ

આપણી જિંદગીના એક યા બીજા તબક્કે આપણામાંનાં ઘણાએ સોશિયલ ડેમોક્રેટસથી નિરાશ થઈને સામ્યવાદીઓ પ્રતિ મીટ માંડી છે. પણ સામ્યવાદી આંતરરાષ્ટ્રીયની સ્થાપનાનાં થોડાં જ વર્ષોમાં એ વધુ અને વધુ દેખાતું ગયું કે દેશપરદેશમાં કામ કરતા એના અન્ય એકમો એ તો રશિયન પરદેશ કચેરીની પેટા શાખાઓ હતી. એમને સોવિયેત સરકાર તરફથી આર્થિક સહાય મળતી. દુનિયાના ઘણા દેશોમાં એની કારકિર્દી રંજ પેદા કરનારી છે. સમાજવાદી અને મજૂર સંગઠનને તોડવાની એમની પ્રવૃત્તિ, જર્મનીમાં વિમાર બંધારણને અને સામાજિક લોકશાહીપક્ષને દૂર કરવા માટે નાત્સીઓ સાથે હાથ મિલાવવા, એ સહુ

એમની કારકિર્દીનાં દ્યોતક છે. પોતપોતાના દેશની મજૂર ચળવળોમાં સક્રિય કામ કરી રહેલાઓએ આંતરરાષ્ટ્રીયના વિસર્જનના સમાચાર હરખભેર સાંભળ્યા હતા.

આપણા દેશમાં તો સામ્યવાદીપક્ષની રાષ્ટ્રવિરોધ કામગીરી જેને જોવી હોય તેની નજર સામે જ છે. ક્રમશઃ એણે મજૂર સંગઠન, કિસાન અને વિદ્યાર્થી ચળવળને ભાંગી અને હવે એણે સ્ત્રીઓની હિલચાલને ભાંગવાના વિફળ યત્ન કરવા માંડ્યા છે. આઝાદી માટે શરુ થયેલી એક પણ જનતાની લડત એવી નથી કે જેનો સામ્યવાદીઓએ વિરોધ ન કર્યો હોય. ૧૯૩૦–૩૧માં એમ હતું. '૩૨–'૩૩માં એમ હતું. ૧૯૪૨માં આ કાળી કારકિર્દી પર પણ કળશ ચઢ્યો. સ્વાધીનતાની લડતનો વિરોધ અને યુદ્ધને 'લોકયુદ્ધ'ના જૂઠા નામે સહાય કરવાની એમની નીતિ તો દૃષ્ટિ સન્મુખ છે. રાજાઓ અને કોમી સંસ્થાઓ સાથે આજે સામ્યવાદીઓ પણ હિંદમાં બ્રિટિશ અમલના ટેકાઓ છે. અત્યારના એમના અપકર્ષ અને અલગપણા માટે એમણે કિંમત પણ ભારે ચૂકવી છે. ઑગસ્ટ ૮, ૧૯૪૨ના 'હરિજન'માં મહાત્માજીએ એમને માટે લખેલા નીચેના શબ્દો કરતાં બીજો કશો ય વધુ અનુરૂપ મૃત્યુલેખ એમને માટે નહીં મળી આવે: 'મને એ વાતનો આનંદ છે કે સામ્યવાદીઓએ એમની મુક્તિ મેળવી છે. યુદ્ધયત્નને સહાય દેવાની કિંમત ન ભરી હોત તો ય એના એ અધિકારી હતા. પણ હિંદની મુક્તિ એમને પ્રાપ્ત થઈ છે એ વિષે હું સાશંક છું. એમણે માત્ર મુલકની સ્વાધીનતા જ નહીં એમના પોતાના સિદ્ધાંતોને તિલાંજલિ આપી છે.'

પોતાની જાતને આંતરરાષ્ટ્રીય મનાવી, માત્ર રાષ્ટ્રવાદીઓ કરતાં, ઉચ્ચ માનતા સામ્યવાદીઓ સાચે તો રશિયન રાષ્ટ્રવાદીઓ છે. રશિયાના હિત આગળ એમને મન એમના દેશવાસીઓનાં હિત અને એમના દેશની આઝાદી તૃણવત્ છે. રશિયાની પરદેશનીતિ મુજબ જ એ વર્તે છે. ૧૯૩૯ના ઑગસ્ટમાં હિટલર સાથેનો કરાર કરી સ્તાલિને હિટલરને રસ્તો ખુલ્લો કરી બતાવ્યો અને દુનિયા પર યુદ્ધનો ઝંઝાવાત ઝીંકાયો ત્યારે એને શાહીવાદી યુદ્ધ તરીકે ઓળખાવનાર અને માનવીની પ્રગતિના

દુશ્મન જેવા બ્રિટિશ, ફ્રેંચ અને અમેરિકન શાહીવાદને ભાંડનારા એ પહેલા હતા.

સામ્યવાદી પક્ષના અખબાર 'ડાઈ વેલ્ટ'માં લખતાં જર્મન સામ્યવાદી નેતા વૉલ્ટર યુલબ્રીટે (જે આજે સ્વાધીન જર્મન સમિતિનો સભ્ય છે) લખ્યું હતું: '(સાથીરાજ્યોને સહાય દેવાની) યુદ્ધનીતિ એ ગુનાહિત છે કારણ કે ગ્રેટબ્રિટન એ દુનિયામાં સહુથી વધુ પ્રત્યાઘાતી બળ છે.'

બ્રિટિશ સામ્યવાદી પત્ર 'ડેઈલી વર્કરે' તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૪૦ના રોજ લખ્યું: "હિટલરે ફરી એકવાર એ કહી બતાવ્યું કે આ યુદ્ધ તો બ્રિટને એના ઉપર લાદ્યું હતું. આ ઐતિહાસિક હકીકત સામે કશો જ જવાબ નથી. બ્રિટને જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. યુદ્ધ ટાળવાના યત્નો થયા પણ સોવિયેત–જર્મન શાંતિ કહેણને બ્રિટને રદ કર્યાં. આ બધો વખત દરમિયાન બ્રિટન અને ફ્રાન્સ પાસે યુદ્ધને ટાળવાની શક્તિ હતી. એમણે તો એને લંબાવવાનું પસંદ કર્યું." હિંદના સામ્યવાદીઓએ પણ એ જ નીતિ અખત્યાર કરી. પણ જ્યાં હિટલરે દોસ્ત પર ઘા કર્યો અને રશિયા પર હુમલો કર્યો ત્યાં તુરત જ સામ્યવાદીઓએ વેશપલટો કર્યો અને એકદમ તેઓ શાહીવાદી યુદ્ધના પુરસ્કર્તા બન્યા.

અમારામાંના ઘણાને સામ્યવાદી આંતરરાષ્ટ્રીય અને એની શાખાઓ વિષે ઝાઝી અપેક્ષા અને આશા ન હોવા છતાં, એક સમયે તો અમારી દૃષ્ટિ અને આશાઓ સોવિયેત પર મંડાયેલી હતી. અમને લાગતું હતું કે આ એક ભવ્ય પ્રયોગ હતો. રશિયન ક્રાન્તિ આપણા જમાનાનું અને આ સદી માટે દુનિયાની સમાજવાદી હિલચાલનું ભવિષ્ય પલટી નાખશે. આગળના પ્રકરણમાં, એ ભવ્ય પ્રયોગ કેવી રીતે પાટેથી ઊતરી ગયો તે કહેવાઈ ગયું છે.

સમાજવાદી સમાજ સ્થાપવાના યત્નોમાં એક બાજુએ સામાજિક લોકશાહીની અને બીજી બાજુએ રશિયન ક્રાન્તિની નિષ્ફળતા, અને તે સાથે સર્વસત્તાવાદ (Totalitarianism) જેવા નવીન આતંકનો જન્મ,

પોતાની વિચારણા આડે જેણે હજુ વાડ ભરી ન હોય અને નવા વિચારોને એમાં પ્રવેશવા દેતા હોય એવા સહુને માટે, જે ખ્યાલોને અપનાવી લઈ એના ઉપર જ સમાજવાદની માંડણી કરી હતી તે સહુને પુનઃ વિચારવાની અને આમાંથી કયાં અનુમાનોએ એમને ખોટા નિર્ણય પર લાવી મૂક્યા તે જોવાની અગત્ય ઊભી કરે છે.

આવાં મિથ્યાત્વી કામથી ડરતાં પોચટ હૈયાંઓ માટે જ્યોર્જ બર્નાડ શૉએ એના પ્રસિદ્ધ નાટક 'મેજર બાર્બેરા'માં લખ્યું છે: "વર્ષોની તન અને મનની જહેમત અને હજારો પાઉન્ડને ખર્ચે તૈયાર થયેલી નવી તોપ કે હવાઈ યુદ્ધજહાજ કરોળિયાની જાળના રેસા જેટલી હદે પણ અસફળ નીવડે ત્યારે આપણે શું કરીએ છીએ? એને ફગાવી દઈએ છીએ. એની પાછળ નવી એકાદ ક્ષણ કે એક પણ દમડીનો વધુ ખર્ચ કર્યા કરતાં એને ફગાવી દઈએ છીએ. તમે જેને નીતિ કહો છો, ધર્મ કહો છો, એવી કશી વસ્તુ પણ તમે ઊભી કરી છે. વસ્તુસ્થિતિ સાથે એનો મેળ નથી ખાતો. બસ, તો એને ફગાવી દો. એને ફગાવીને વસ્તુસ્થિતિ સાથે મેળ ખાય એવી નવી વસ્તુનું નિર્માણ કરો. આજની દુનિયાના દર્દનું મૂળ અહીં છે. દુનિયા એનાં જરીપુરાણાં યંત્રોને ફગાવી દેવા રાજી છે. પણ પુરાણા પૂર્વગ્રહોને, જર્જરિત નીતિને, ચેતનહીણા ધર્મોને, ખખડી ગયેલી રાજકીય સંસ્થાઓને ફગાવી દેવા એ તૈયાર નથી હોતી."

આ દેશના બુદ્ધિમાનોમાં હજુ ય એક મોટો એવો વર્ગ છે જે, ચિંતકોની નેતાગીરી વિષે, પછી તે ઇંગ્લેન્ડના, અમેરિકાના કે રશિયાના હોય પણ સવિશેષ આદર સાથે બોલે અને વિચારે એવી 'ગુલામી મનોદશા' દાખવે છે. પશ્ચિમની કારકિર્દી અને ખાસ કરીને તો એની પ્રગતિશીલ કહેવાતી પ્રવૃત્તિઓનું દૈન્ય અને દેવાળિયાપણું, ગુરુચેલાના આવા આદરણીય સંબંધને અનુચિત ઠેરવે છે. આજે તો એવી ઘડી આવી પહોંચી છે કે પોતાની જાતને પ્રગતિશીલ માનનાર કે ઉદ્દામ વિચારસરણી ધરાવનાર હરેક વ્યક્તિ પોતે વિચાર કરીને, આવી પડેલી વિટંબણાઓથી મૂઢ અને વિચારહીણ બનેલા પશ્ચિમના વિચારકોને સાચું નિદાન પૂરું પાડે. એ હેતુસર છેલ્લાં પચીસ વર્ષમાં સમાજવાદી વિચારસરણી જે

મુદ્દાઓ પર પશ્ચિમમાં આડે માર્ગે ચઢી ગઈ છે તે નક્કી કરી આપણે લાભ ઊઠાવીએ.

## સમાજીકરણ એ રામબાણ ઉપાય છે?

મને લાગે છે કે માર્ક્સવાદનાં મુખ્ય ચાર—બીજાં વધુ પણ હોઇ શકે છે—અનુમાનો પુનર્વિચારણા માગે છે. આમાંનો પહેલો મુદ્દો એ છે કે ખાનગી મૂડીનો નાશ અને એનું સમાજીકરણ **આપોઆપ સ્વતઃ જ** આર્થિક લોકશાહી અને વર્ગવિહીન સમાજ આણી મૂકશે. હવે તો રશિયામાં જે બન્યું એથી સમજાઈ ગયું છે કે આવું કશું બનતું નથી. શરુઆતના સમાજવાદી વિચારકોને એક વસ્તુ પૂરેપૂરી નહતી સમજાઈ. એ વસ્તુ એ હતી કે સમાજીકરણ પામેલા ઉદ્યોગો રાજની માલિકીના બની શકે પણ રાજ ખુદ પ્રજાની માલિકીનું ન પણ બને. અને એટલે જ અર્થકારણના સમૂહીકરણમાં રાજકીય લોકશાહી રસ્તે ભૂલી પડી જાય, અટવાઈ પડે. હવે તો એ પણ જણાઈ ગયું છે કે સમાજીકૃત અર્થકારણની સાથે સાથે નિયંત્રણને એકહથ્થુ બનાવતા અને સમાજીકૃત મિલકતમાં માલિકદાવાનો હિસ્સો રાખતા નવા વર્ગનો ઉદય સંભવિત છે. આજના મૂડીદારવર્ગ જેમ વ્યકિતગત કારખાનાં કે ખાણોની માલિકી ધરાવવાને બદલે આ નવા વર્ગના વહીવટદારો અને મુનીમો રાજનાં બધાં જ કારખાનાં અને ખાણો વગેરેની માલિકીમાં હિસ્સો ધરાવતા હોય છે. મજૂરને તો પહેલાંની જેમ રોજી જ મળે છે પણ ખાનગી મૂડીવાદીઓને સ્થાને આજે આ નવો હક્કધારી વર્ગ, રાજનાં બોન્ડઝ પરના વ્યાજ લેખે પોતાનો નફો મેળવે છે. ઉત્પાદનનું સમાજીકરણ થયું છે પણ વહેંચણીને તો હતી એમ જ મૂકી દેવામાં આવી છે. મૂડીવાદી સત્તાને સ્થાને સમાજવાદ નહીં, નોકરશાહી આવી છે. જનતાનું શોષણ તો વધુ આકરું અને સર્વવ્યાપી હતું કારણ કે ટ્રોટસ્કી જે જોવાને જીવ્યો તે મુજબ "જે દેશમાં રોજી આપનાર એકમેવ રાજ્ય જ હોય છે ત્યાં વિરોધનો અર્થ ધીમા ભૂખમરાથી મૃત્યુ એટલો જ થાય છે. 'જે કામ ન કરે તેને ખાવા ન મળે' એ જૂના સિદ્ધાન્તને બદલે 'જે હુકમ ન માને તે ખાવા ન પામે' એવો નવો સિદ્ધાન્ત સ્વીકારાયો છે."

એટલે જ રાજકીય લોકશાહીથી ભિન્ન એવા ઉદ્યોગના સમાજીકરણથી એક નવા જ પ્રકારના શોષણનાં મંડાણ થાય છે. હવે એ વધુ અને વધુ લાગતું જાય છે કે અત્યંત આવશ્યક વસ્તુ છે એ મિલકતની કાયદેસર માલિકી નહીં, પણ તેના ઉપરનો રાજકીય અંકુશ છે. જો આમ ન હોત તો આજે હિંદની રેલ્વેની રાજની માલિકીને સમાજવાદી માલિકી તરીકે ઓળખાવવી પડત !

## સરમુખત્યારશાહીને માર્ગે ?

પુનર્વિચારણા માગતો માર્ક્સવાદનો બીજો મુદ્દો એ છે કે સમાજવાદની સ્થિતિએ પહોંચવા માટે સંક્રાન્તિકાળમાં જનતાની સરમુખત્યારશાહીનો ( એટલે કે જનતાની વતી સામ્યવાદી પક્ષની સરમુખત્યારશાહીનો) ટપ્પો શક્ય જ નહીં, જરૂરી છે. સિદ્ધાન્ત તો એ હતો કે પોતાનું કાર્ય સિદ્ધ કરીને સરમુખત્યારશાહી અલોપ થશે. લેનિને, એંગલ્સને અનુસરતાં કહ્યું જ હતું કે ‘ રાજ તો ત્યારે ખરી પડશે. ’

ઇતિહાસે પ્રસ્થાપેલી હકીકત, જેને લોર્ડ એકટનના શબ્દોમાં મૂકીએ તો ‘ સત્તા વિકૃતિ આણે છે અને નિરપેક્ષ નિરંકુશ સત્તા તો નિયંત્રણાતીત વિકૃતિ આણે છે’ તરફ દુર્લક્ષ થયું હતું. જ્યાં વર્ગવિહીન સમાજ અસ્તિત્વમાં આણ્યાનો સોવિયેત તંત્રનો દાવો છે તે રશિયામાં, સત્તા, ‘ ખરી પડવા ’ના તો શું પણ વ્યકિતની હરેક પ્રકારની સ્વાધીનતા ઉપર એણે મૂકેલી ભીંસને જરા ય ઢીલી કરવાના કશા ચાળા દાખવતી નથી ! અરે એવાં ચિહ્નો પણ નથી દેખાતાં કે આવતાં વર્ષોમાં પણ એમાં લોકશાહીનું તત્ત્વ દાખલ થશે કે સૂત્રસંચારમાં જરા હળવાશ આવશે.

માર્ક્સ પૂર્વેના સમાજવાદી વિચારને માર્ક્સવાદીઓ તરંગી તરીકે ઓળખાવે છે. છેલ્લાં છસાત વર્ષમાં પોતાના જ પક્ષના પણ પોતાના વિરોધી એવા લાખો માનવીઓને સત્તાની રક્તપિપાસા સંતોષવા ઝબ્બે કરનાર સરમુખત્યારશાહી, એકાદ પ્રભાતે પોતાનું ઐતિહાસિક કર્તવ્ય પૂરું થયું છે એવા ભાનથી જાગૃત થઈ, જી. પી. યુ.ને દફનાવી દેવાનું અને તંત્રની સર્વને પોતાની ઇચ્છાનુવર્તી બનાવતી શકિતને તિલાંજલિ

દેવાનું અને પછી ખુદ પોતે 'ખરી પડવાનું' સ્વીકારશે એવી સામ્યવાદીઓની અણીશુદ્ધ શ્રદ્ધા કરતાં વધુ તરંગી બીજું શું હોઈ શકે? આ દલીલના બળ ઉપર મૅક્સ ઇસ્ટિમેને કડવી ટીકા કરી જ છે: 'માર્ક્સે સારા માણસો સમાજવાદ આણશે એ વાતને તરંગી કહી હતી. સ્તાલિનવાદીઓ તો વસ્તુતઃ એમ જ માનતા જણાય છે કે ખરાબ માણસો પર જ આ બાબતમાં વિશ્વાસ રાખી શકાય!'

છેલ્લા બે દાયકાની કસોટીએ ઊભી ન શકે એવું ત્રીજું માર્ક્સવાદી અનુમાન એ છે કે સમાજવાદની સિદ્ધિ સમૂહની સ્વાર્થી લાગણીને અને મૂડી ધરાવતા વર્ગ માટેના એના સામૂહિક તિરસ્કારને આદેશવાથી થઈ શકે છે. સમાજના ભિન્ન વર્ગો વચ્ચેનું ઘર્ષણ અલબત્ત દેખીતું છે. પણ કમનસીબે કામદારોના સામૂહિક સ્વાર્થને અપાતો આદેશ ઘણીવાર એમને અન્યાય અને શોષણના ભાગીદાર બનાવીને જ જંપે છે. સામ્રાજ્યની લૂંટમાં થોડો હિસ્સો મેળવ્યાથી બ્રિટિશ કામદાર વર્ગ મજૂરપક્ષની મારફતે આખી દુનિયા પર પથરાએલા સમાજવાદી સમાજના આદર્શથી તદ્દન વિરૂદ્ધના એવા શાહીવાદને ચિરંજીવ રાખવામાં સહાયભૂત થાય છે.

અને સ્વાર્થ અને તિરસ્કારને પંપાળ્યાથી, પ્રેમ અને સહકાર પર રચાએલા ઉચ્ચતર સમાજમાં પહોંચવાની કોઈથી ય આશા રાખી શકાય ખરી? અહીં સાધન અને સાધ્યનો આખોએ ઝઘડો આવીને ઊભો રહે છે. ટ્રોટ્સ્કી જેવા તેના કાળના ગણનાપાત્ર માર્ક્સવાદીએ વર્ગવિગ્રહને 'સર્વ કાનૂનોના કાનૂન' તરીકે ઓળખાવ્યો છે. પણ વિજ્ઞાન આપણને કહે છે તે મુજબ સર્વ કાનૂનોનો કશો ય કાનૂન છે જ નહીં.

## એક જ શક્ય ઉપાય?

બીજી એક માન્યતા—જેને સહુ સમાજવાદીઓ હજુ લગી વળગી રહ્યા છે—એ છે કે મૂડીવાદનો એક માત્ર વિકલ્પ એ સમાજવાદ છે. ૧૯૩૭–૩૮ લગી મારો પણ લગભગ આવો જ મત હતો એ મારે કબૂલ કરવું જોઈએ. ગમે તે રીતે તમારે મૂડીવાદનો નાશ કરવાનો હતો અને દિવસ પછી રાત્રી આવે છે એટલી જ શ્રદ્ધાપૂર્વક કહી શકાય કે

ત્યાર બાદ સમાજવાદ આવશે. પણ એમ થવું જ જોઈએ? જૂનવાણી મૂડીવાદમાં હવે જાન નથી રહ્યો એ તો જાણીતી વાત છે. પણ એના પછી અનિવાર્ય રીતે સમાજવાદ જ આવશે? કે કશી નવી ત્રીજી જ વસ્તુ એને સ્થાને આવે એવી શકયતા નથી શું? નવવિચાર કરનારા ચિન્તકોનું સારું જેવું જૂથ હવે એ રીતે વિચાર કરે છે. બર્નહામના 'મેનેજેરિયલ રેવોલ્યુશન' પુસ્તકમાં એ વિચારની સરસ માંડણી અને છણાવટ થઈ છે. એ કહે છે: "માર્ક્સવાદી નીચે પ્રમાણેનો એક તર્ક મૂકે છે: 'મૂડીવાદ હવે વધુ ટકવાનો નથી (જેની સાથે આપણે સહુ સંમત છીએ) અને સમાજવાદ એ જ એક શકય વિકલ્પ છે એટલે સમાજ-વાદ હવે આવશે.' તર્ક સાચો છે પણ નિર્ણય અનિવાર્ય રીતે સત્ય છે એમ તો તર્કનું બીજું પદ સત્ય છે એમ પ્રમાણાય ત્યારે જ કહી શકાય. અને એ જ વિવાદાસ્પદ છે."

રશિયા કે જર્મની બન્નેમાંથી એક પણ આજ સાચા અર્થમાં મૂડીવાદી નથી. જો જર્મની વિષે તમને જરાક પણ શંકા હોય તો તમારે બર્નહામનું પુસ્તક, પીટર ડ્રૂકરનું પુસ્તક 'એન્ડ ઑફ ઈકોનોમિકમેન' અથવા ફ્રેડા ઉટલીનું 'ધી ડ્રીમ ધેટ વી લૉસ્ટ' એ વાંચી જોવાં. આખી પરિસ્થિતિને સંક્ષિપ્તમાં સમજાવતાં 'ઇકોનોમિસ્ટ'ના તંત્રી જ્યૉફ્રે ક્રોથરે લખ્યું છે તેમ: "જર્મન મૂડીવાદીના હાથમાં એક જ સ્વાધીનતા રહી છે: પોતાની પેઢીના કાગળપત્રો પર પોતાનું નામ છપાવવાની."

બર્નહામે કહ્યું છે તે મુજબ જર્મની અને રશિયા બન્ને દેશોમાં 'સમાજવાદ' એ શબ્દનો, નિર્બંધ, વર્ગવિહીન અને આંતરરાષ્ટ્રીય સમાજના ઐતિહાસિક સમાજવાદી આદર્શ સાથે સંકળાયેલી એવી લાભદાયી સમૂહ-લાગણીને સ્વાર્થ સારુ જગાડવામાં, અને આ મુનીમશાહી અર્થકારણ હકીકતમાં શોષણ કરતા એક નવા વર્ગીય સમાજનો પાયો છે એ સત્યને ઢાંકવામાં, સૈદ્ધાન્તિક કારણોસર ઉપયોગ થાય છે. બધા જ ઢોંગની પેઠે આ પણ એક ગુણની અવગુણે ગાયેલી બિરદાવલી છે અને એટલે અંશે ઉત્તેજિત કરનારી છે.

સમાજવાદના એક અગ્રિમ વિચારક વિલિયમ મોરિસના મનમાં ય

આવો જ કશો ખ્યાલ આવ્યો હશે. ભવિષ્યદર્શી દૃષ્ટિથી એણે લખ્યું છે: "આ સહુનો મેં વિચાર કર્યો છે અને માનવી કેવી રીતે લડે છે અને યુદ્ધમાં હારે છે તે પણ મેં વિચાર્યું છે. એમની હાર છતાં જે વસ્તુ સારુ એ લડ્યો હતો તે આવે છે. અને જ્યારે તે આવે છે ત્યારે, જેને સારુ એ લડનો હતો તે વસ્તુ તેજ નથી રહેતી. અને એની ખાતર બીજા માનવીએ અન્ય નામ હેઠળ લડવાનું રહે છે."

તો શું એ શક્ય નથી કે મૂડીવાદના અંતે સમાજવાદ નહીં પણ—મોલોટોવને અનુસરીને આપણા શોખ મુજબ કહીએ તો—સર્વસત્તાવાદ કે ફાસિસ્વાદ કે હિટલરવાદ કે સ્તાલિનવાદ આવશે? આને શક્ય બનાવતી વસ્તુસ્થિતિ એ છે કે માનવસમૂહ ખૂબ અટપટી રીતે ગોઠવાયેલા ઔદ્યોગિક તંત્રને નિયંત્રણ હેઠળ રાખી શકે એટલી હદ લગી બૌદ્ધિક વિકાસ નથી સાધી શક્યો. આ ઉપરથી પેલી પ્રત્યાઘાતી કહેતી: 'તમે માનવસ્વભાવને નહીં પલટાવી શકો'માં કશું સત્ય છે એવું કશું જ ફલિત નથી થતું. એ તો અર્થ વગરની વાત છે. 'આખો ઇતિહાસ માનવ-સ્વભાવના પ્રગતિશીલ પરિવર્તન સિવાય અન્ય કશું જ નથી.' માર્ક્સનું એ વાક્ય આનો અસરકારક જવાબ આપી દે છે. ક્ષણે ક્ષણ માનવ-સ્વભાવમાં પરિવર્તન થતું રહે જ છે. છેલ્લાં વીસ વર્ષ દરમિયાન તો આપણી આંખ સામે જ જર્મની અને રશિયામાં એવા મૂલગત પલટા આવ્યા છે. શંકાને માટેનું સ્થાન એ વસ્તુ માટે છે કે માનવીની બુદ્ધિએ ઉત્પન્ન કરેલા યંત્રોના નિયંત્રણ માટે અને એમાંથી ઉદ્ભવતી પરિસ્થિતિ પર અસરકારક કાબૂ રાખવા માટે એની બુદ્ધિનો વિકાસ થયો છે કે નહીં. કદાચ આ શંકાના સ્વીકારે જ જી. ડી. એચ. કોલ પાસે કેટલાક વર્ષ પહેલાં 'ન્યુ સ્ટેટ્સમેન'ની કટારોમાં કબૂલ કરાવરાવ્યું હશે કે ઈંગ્લન્ડમાં સામાન્ય માનવીની બુદ્ધિ કસબા કે ગ્રામસમૂહના જૂથથી મોટા વિસ્તારમાં અસરકારક રીતે લોકશાહી ચલાવી શકે કે કેમ એ શંકાસ્પદ છે.

ત્યારે શું માનવીએ આશા છોડી, હકીકત સાથે સમાધાન કરી, એક યા બીજા પ્રકારના સર્વસત્તાવાદનો સ્વીકાર કરવો અથવા તો જૂના પ્રકારના મૂડીવાદને ટકાવી રાખી એમાંથી નિપજતી અંધાધૂંધી,

ઉઠાઉગીરી અને ભ્રમને ચાલુ રાખવાં ? આપણી સામે શું આ જ એક માર્ગ છે ? મને લાગે છે કે આને અનિવાર્ય અને અપરિહાર્ય માનવામાં માનવઆત્માનો પરાજય સ્વીકારવા જેવું થાય છે. માત્ર આપણી પહોંચથી એ દૂર હોવાના કારણે કશા ઉદાત્ત આદર્શનો ત્યાગ કરવા જેવી એ વસ્તુ બનશે. 'ઓછું અહિતકર' એવા હાનિકર્તા તર્કના સ્વીકાર જેવું એ બનશે. ઇતિહાસના પહોળા પટમાં, તે પહેલાં અજેય મનાયેલાં શિખરોને પોતાના ચરણ તળે ચાંપતાં કરનાર નેતાઓ અને તેમના અનુયાયીઓએ આ માર્ગ સ્વીકારીને પોતાની સિદ્ધિ નહીં સાધી હોય. ઉદાત્ત સામાજિક આદર્શો ખાતર મથવું—આપણાં જીવનમાં શકય હોય કે ન હોય છતાં મથવું—એ તો જેને ઇતિહાસપ્રસિદ્ધ ગ્રીકો ઉમદા જીવન તરીકે ઓળખાવે છે એવી જીવનભાતનો અંતર્ગત હિસ્સો છે. યોજિત અર્થકારણને ખાતર સ્વાધીનતાને જતી કરનારના તર્ક કરતાં “ મુશ્કેલ છે ? તો તો હું એને હમણાં જ હાથ પર લઈશ. 'અશકય'નો વારો થોડીવાર બાદ” એમ કહેનારને હું વધુ પસંદ કરું છું.

'માર્કિસઝમ અને ડેમોક્રસી'નો લેખક લ્યુસિએ લૌરાં લખે છે: “'ફાસિવાદ કિંવા બોલ્શીવાદ' જેવા તર્કને અમે નાકબૂલ કરીએ છીએ. ઘણા લોક સમકાલીન પ્રવાહોને એવા તર્કમાં જ સમાવી દેવા મથે છે. આ બન્ને સરમુખત્યારશાહીનું એક જ પરિણામ આવે છે: એક જૂથના હિતમાં એ જૂથ વડે થતું અર્થતંત્રનું નિયંત્રણ. આ ભય સામે લોકશાહી એ જ એક માત્ર સમાજને મળી શકે એવી સલામતી છે.”

આજની પરિસ્થિતિના સંદર્ભમાં, નિર્બંધ મુકિત અને સમૂહીકૃત અર્થકારણ એ બન્નેનો આગ્રહ રાખે એ જ સમાજવાદી હોઈ શકે. આવા સહુને માટે સ્વીકૃત સમાજવાદના પાયાના અનુમાનોને પુનઃ વિચારવા અને એને પામવાના માર્ગોનો નવો નકશો દોરવો એ જરૂરી બન્યું છે.

જે ચાર મુદ્દાઓ વિષે પ્રશ્ન ઉઠાવવાનું જરૂરી બન્યું છે તેમાં વસ્તુતઃ તો વીસમી સદીના બાકીના ભાગને માટે સમાજવાદીઓએ અત્યાર લગી જ્યાં ભાર મૂકયો છે તેને બદલે અન્ય સ્થાને મૂકવા જેવું બને. આ દૃષ્ટિબિંદુથી જોતાં સમાજીકરણ કે રાજ-માલિકીને પણ એનું યોગ્ય સ્થાન અપાવું

જોઈએ. આજે એ વાત ખુલ્લી રીતે જણાઈ ગઈ છે કે અગત્ય એ માલિકીની નહીં પણ એના નિયંત્રણની છે. એ ઘડીએ સમાજીકરણ એ જ વસ્તુનું હાર્દ નથી રહ્યું. અને બીજી વસ્તુ એ છે કે આપણે ઇચ્છીએ કે નહીં પણ એ વસ્તુ તો આવી રહી છે. આર્થિક આવશ્યકતા એ દિશામાં જ વેગપૂર્વક ધક્કો દઈ રહી છે. અગત્ય એ વસ્તુની છે કે પ્રજા એના રાજકીય અને સામાજિક પ્રત્યાઘાતોનો સામનો કરવા તૈયાર રહે અને સમૂહકૃત અર્થકારણ સર્વસત્તાવાદમાં ન પરિણમે તેની તકેદારી કરતી રહે.

## રાજ પર કોની માલિકી?

પ્રશ્નોનો પ્રશ્ન આ જ છે. એક દશકાના સોવિયેત જીવનના અંગત અનુભવ પછી વિલિયમ એચ. ચેમ્બરલેન લખ્યું છે કે: આર્થિક જીવનમાં ખાનગી અને જાહેર (વ્યક્તિગત અને સામૂહિક) સાહસ વચ્ચેની પાતળી પણ સબળ રેખા કરતાં ય વધુ મહત્ત્વનો સવાલ તો એ છે કે લોક રાજના માલિક છે કે લોક પર રાજની માલિકી છે?" ('એ ફૉલ્સ યુટોપિયા')

સમૂહીકૃત અર્થકારણ વ્યકિતની સ્વાધીનતા અને રાજકીય લોકશાહીને જોખમાવે છે એ જ કારણસર, આવતી કાલના સમાજવાદના ચિત્રની મધ્યમાં જ આ વસ્તુઓને સ્થાન અપાવું જોઈએ. સમાજવાદનાં આ ભયસ્થાનો છે. માનવીના વ્યકિતત્વ માટેનો આદર એ વીસમી સદીના ઉત્તરાર્ધનાં યુદ્ધોનું ક્ષેત્ર બનવાનું છે. અને જે કોઈ માનવીના હક્ક માટે, એના સંરક્ષણ અને સંવર્ધન માટે ઝઝૂમવાનું નકારશે એને પોતાની જાતને સમાજવાદી કહેવરાવવાનો કશો જ હક્ક નથી.

## સાધન અને સાધ્ય

વ્યકિતગત સ્વાધીનતા અને રાજકીય લોકશાહી જો સમાજવાદનાં આર્થિક સમાનતા જેવાં જ અનિવાર્ય અંગ હોય તો સમાજવાદની સિદ્ધિ માટેનાં સાધનો અને રીત પણ સાધ્ય સાથે સુસંગત હોવાં જોઈએ આથી સામ્યવાદી સૂત્ર 'સાધ્ય સાધનને ન્યાયી ઠરાવે છે'—જેનો આચરણમાં એટલો જ અર્થ થાય છે કે જેટલી હદ લગી દરેક વસ્તુ—જૂઠાણું, છેતર-

પિંડી, અને ખૂન,—સામ્યવાદી પક્ષને મદદકર્તા છે તેટલી હદ લગી એ ક્ષમ્ય અને ન્યાય્ય બને છે—તેનો અસ્વીકાર અને વિરોધ થવો જોઈએ. વર્ગવિગ્રહની નિર્દય રીત અને લશ્કરી કાવત્રાંની રસમ પણ ત્યાજ્ય ગણાવી જોઈએ. એટલે જ અંશે વિરોધની નેસ્ત-નાબૂદી તથા સ્તાલિને અખત્યાર કરેલી ઇતિહાસની સહેતુ વિકૃતિને પણ જાકારો દેવાવો જોઈએ. વિશુદ્ધ સાધન અને અણિશુદ્ધ માનવીથી સમાજવાદની સિદ્ધિ થઈ શકે. 'સત્યનું આચરણ' એ રીતે ન્યાયની વ્યાખ્યા બંધાઈ છે. સત્યને માટે આગ્રહ રાખ્યા વિના, અને બૌદ્ધિક એકાગ્રતા અને અખંડતાને જાળવ્યા વિના, ભવાટવીમાં ભૂલા પડ્યા જેવું જ થશે.

એક સૈકા પહેલાં, સૅમ્યુઅલ ટેલર કોલરિજે એક બીજા સંદર્ભમાં, પણ આજની સામ્યવાદી હિલચાલને લાગુ પડેલા આંતરિક સડાને અનુલક્ષીને જ જાણે દૃષ્ટાની નજરે કહ્યું ન હોય તેમ લખ્યું છેઃ સત્ય કરતાં ખ્રિસ્તી ધર્મ પર વધુ પ્રેમ ઢોળવાથી શરુઆત કરનાર માનવી, ક્રમેક્રમે ખ્રિસ્તી ધર્મના પોતાના વાડાને ખ્રિસ્તી ધર્મ કરતાં વધુ ચાહતો બનશે અને અંતે તો સહુ કરતાં પોતાની જાત પર જ અનન્ય ચાહ ઢોળશે.

આનો અર્થ એ છે કે આપણે પણ પેલા સોશિયલ ડેમોક્રેટસની જેમ કાયદેસરની અને બંધારણીય રીતરસમની કિલ્લેબંધી પાછળ ભરાઈ જવું? જો આપણે તત્ત્વતઃ લોકશાહી ભોગવતાં, સ્કેન્ડિનેવિયન રાજ્યોમાં હોઈએ તો મારો જવાબ 'હા' થશે. આમ કરવામાં તો હું, લોકશાહી અનુભવી રહેલા ઇંગ્લેન્ડ, અમેરિકા અને કદાચ હોલેન્ડ જેવા દેશોમાં બંધારણીય રીતે સમાજવાદ આવી શકે એવી શક્યતાને પ્રમાણિત કરનારા કાર્લ માર્કસને જ અનુસરું છું. પણ આ દુનિયા કાંઈ લોકશાહીને અનુભવતી નથી. આ દેશમાં તો આપણને લોકશાહીની ઝાંખી ય નથી થતી. વ્યક્તિનું સ્વાતંત્ર્ય તો એથી એ અદકું છે.

## નવાં સાધનો

એટલે આપણા જેવી પરિસ્થિતિમાં મૂકાયેલી પ્રજાઓ માટે તો લશ્કરી કાવત્રાની, અને એની અનિવાર્ય રીતે અનુષંગી એવી સરમુખત્યાર-

શાહીની, હિંસાને દૂર રાખતી, ગતિશીલ એવી સામાજિક પરિવર્તનની નવી રીત શોધવી એ જ અગત્યનો પ્રશ્ન છે. આ સંદર્ભમાં, રાજકીય વિચારણાના વિકાસમાં મહાત્મા ગાંધીજીએ રજૂ કરેલા કેટલાક વિચારોનો, પોતાની શસ્ત્રસજ્જતાને વધુ પ્રભાવશાળી બનાવવા ઇચ્છતા, અને સમાજરચનામાં પોતાને મનગમતાં પરિવર્તનો આણવાને માટે વધુ કાર્યક્ષમ હથિયાર શોધવાના ઇચ્છુક હરેક સમાજવાદીએ, ધ્યાનપૂર્વક અભ્યાસ કરવો ઘટે.

ગાંધીજીની વિચારણા એ અર્થકારણીય વિચારણાની કશી ક્રમબદ્ધ પદ્ધતિ નથી, અને આપણે એનો અણસમજપૂર્વક સ્વીકાર કરવાની ય કશી જરૂર નથી, છતાં ય એ વાત લક્ષમાં લેવી જરૂરી છે કે ગાંધીજીએ હરહમેશ આર્થિક સમાનતાની અગત્ય પર ભાર દીધો છે. "આ આખા (વિધાયક) કાર્યક્રમની માંડણી જો આર્થિક સમાનતાના નક્કર પાયા પર નહીં થાય તો એ રેતીના ઘર જેવો જ નીવડશે."

મને લાગે છે કે આપણા લક્ષ્યે પહોંચવાના માર્ગને લાગેવળગે છે તે બાબતમાં ગાંધીજી કેટલાંક વિશદ અને અગત્યનાં સૂચનો આપી શકે એમ છે. સામૂહિક સવિનય પ્રતીકારનું ઘડતર એ આ સૂચનોમાંનું પહેલું છે. એ સામૂહિક સામનાનું સ્વરૂપ મર્યાદિત છે પણ તે કશા નૈયાયિક કે તાર્કિક સૂત્રો કે બંધારણીય સુરુપતાની દૃષ્ટિએ નહીં. એનું કારણ તો અણિશુદ્ધ અને અહિંસક રીત પર મૂકાયેલો ભાર છે. આ માર્ગનું સર્વોત્તમ શ્રેય, પરિવર્તનના વિરોધીઓના ભૌતિક નાશનો સવાલ જ એમાં ઉદ્‌ભવતો નથી, એ નથી; જો કે એનો જ વિચાર કરીએ તો એ પણ બહુમૂલું સૂચન છે. છતાં સૂચનનું શ્રેષ્ઠત્વ તો લોકશાહીના વિરોધીઓ સાથેના ગજગ્રાહમાં પણ આ રીત લોકશાહી રસમનું પાલન શક્ય બનાવે છે અને લોકશાહી વાતાવરણ ખડું રાખે છે, તે છે. લોકશાહી એ માત્ર પદ્ધતિ નહીં, આદત છે એ મહા સત્યની તાત્ત્વિક સમજણ એમાં રહી છે. સવિનય પ્રતીકાર એ એક એવું શસ્ત્ર છે, કે જ્યારે તે નિષ્ફળ નીવડે છે ત્યારે પણ, હિંસક પ્રતીકારના દમનના પરિણામે આવતા અપકર્ષ અને શ્રદ્ધાલોપમાં પરિણમતું નથી. આ તો

આપણે અનુભવથી કહી શકીએ તેમ છીએ. જો એકવાર આપણે એ સ્વીકારીએ કે હિંસક સત્તાગ્રહણનું પરિણામ હિંસાની આદત પાડે એવી શક્યતા છે, અને એના પરિણામે જે હેતુસર ક્રાન્તિ કરવામાં આવી તે જ, રશિયામાં બન્યું તેમ, અરધે રસ્તે અટવાઈ જાય, તો જે દેશમાં મત-પેટીની ગેરહાજરી છે અને જ્યાં હિંસાને નિવારવી જોઈએ, ત્યાં ગાંધીજીએ દાખવેલો માર્ગ વધુ અનુરૂપ છે, એવા નિર્ણયનો પ્રતીકાર કરવો એ મુશ્કેલ છે. સમાજવાદીએ તો ઘણા સમયથી એ કહી રાખ્યું છે કે સાચી લોકશાહી સમાજવાદ વિના અશક્ય છે. હવે ગાંધીજી એ દાખવી રહ્યા છે કે અહિંસક સમાજ સિવાય લોકશાહી કે સમાજવાદ કશું ય શક્ય નથી.

## વિ-કેન્દ્રવર્તી અર્થકારણ

ગાંધીજીએ એક બીજા અગત્યના મુદ્દા પર પણ લક્ષ્ય દોર્યું છે. એ એમણે અર્થકારણના કેન્દ્રીકરણના વિરોધમાં વિ-કેન્દ્રવર્તી અર્થકારણનો પુરસ્કાર કર્યો છે તે છે. ગાંધીજીની આ વિચારણાને ઘણી ય વાર 'ગામડા તરફ પાછા વળો'ના સૂત્ર તરીકે ઓળખાવવામાં આવી છે અને ઘણી કડવી ટીકા પણ એને શીરે ઠલવાઈ છે.

ગાંધીજીના આ મંતવ્ય પરત્વે સમાજવાદીએ શી વલણ અખત્યાર કરવી? આપણે એમને દુનિયાને ફરીથી પેલા ભયજનક ભૂતકાળ તરફ ધકેલતા, યંત્ર માત્રના પ્રખર વિરોધી અને વીતી ગયેલા યુગના વક્રમાર્ગી તરીકે ઓળખાવીશું? જો આ સાચું હોય તો ગાંધીજીએ પાયાના ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણને આપેલા અનુમોદનનું શું? ગાંધીજીએ કહ્યું છે: "હું તો યંત્ર માટેની લોલુપતાનો વિરોધ કરું છું, યંત્રનો નહીં." "ચરખો જાતે પણ યંત્રનો સુંદર નમૂનો છે." ફરીવાર ૨૨મી જુન ૧૯૩૫ના 'હરિજન'માં લખતાં કહ્યું છે: "જો આપણા એકએક ગામના ઘરમાં વીજળી હોય તો ગ્રામજનો એમનાં યંત્રો વીજળી બળે ચલાવે એ સામે મને વિરોધ નથી."

"થોડી વ્યક્તિઓના હાથમાં સત્તા અને ધનને કેન્દ્રિત કરવાના

હેતુસર થતા યંત્રના ઉપયોગને હું અન્યાય અને પાપાચરણ માનું છું. યંત્રનો આજે આવો ઉપયોગ થાય છે" ૨૦ સપ્ટેમ્બર, ૧૯૨૫ના 'નવજીવન'માં ગાંધીજીએ આમ લખ્યું હતું. કયો સમાજવાદી આની સાથે અસંમત થશે?

એટલે જ ગાંધીજીના વિપુલ યંત્રસામગ્રીના ઉપયોગના અને એવા ઔદ્યોગીકરણના વિરોધ અને સમભાવના અભાવને, થોડે અંશે યંત્રના મૂડીવાદી ઉપયોગના વિરોધ લેખે, અને થોડે અંશે, હવે તો જેને પાશ્ચાત્ય સમાજશાસ્ત્રીઓ પણ પરિણામે અ-સામાજિક અને ગેરલોકશાહી એવી વૃત્તિ ગણતા થયા છે તેના નિદાન લેખે ગણવો જોઈએ.

'ટેક્નીક્સ એન્ડ સિવિલાઈઝેશન' અને 'કલ્ચર ઑફ સીટીઝ' નામનાં, વિખ્યાત અમેરિકી સમાજશાસ્ત્રી લુઈ મોમ્ફોર્ડનાં બે વિશદ પુસ્તકોનું વાચન એ બતાવે છે કે એ પણ મોટાં કારખાનાં અને વિશાળ શહેરો હવે કાલાતીત બન્યાં છે એમ માને છે. આ દૂષણોને એ 'રાક્ષસવાદ'ના નામે ઓળખાવે છે. એમના મત મુજબ તો એ ઓગણીસમી સદીના વૈજ્ઞાનિક વિકાસનું એક ખંડેર છે. એ એમ પણ કહે છે કે વીજળીનો વિકાસ અને પ્રમાણસરતા (Standardization) એ આધુનિક વિજ્ઞાનની એવી બે શોધ છે કે એને લીધે આખા દેશમાં પથરાયેલા નાનકડા કસબાઓમાં સ્થપાયેલાં નાનકડાં કારખાનાંઓને ઉદ્યોગ તેમજ સમાજનાં અત્યંત કાર્યક્ષમ, તંદુરસ્ત અને પથ્યકારી એકમો બનાવી શકાશે.

માનવબુદ્ધિના આધુનિક વિકાસના પ્રકાશમાં (જેનું પ્રમાણ તો જી. ડી. એચ. કોલની એક આગળની ટીકામાં આવી જ ગયું છે.) વિ-કેન્દ્રીકૃત ઉદ્યોગની સહકારી ધોરણ પર થનારી માંડણી "સામાન્ય માનવી માટે એની દુનિયાના સીમાડે ને એની વધુ નિકટ લઈ જઈને" અત્યંત સમૂહીકૃત અને એકાગ્ર થયેલા ઉદ્યોગીકરણ અને એના આનુષંગી એવા નોકરશાહી અને સર્વસત્તાધારી સરમુખત્યારીના ભય કરતાં, લેનિનના સ્વપ્નની 'સ્વાધીન અને સમાન દુનિયા'માં પરિણમવાની, વધુ

સંભવના છે. 'રાજકર્તા અને પ્રજા'ની ગ્રંથિ પ્રજામનમાંથી દૂર કરવાની સમાજવાદની નેમ છે ત્યાં લગી જેમાં મુક્ત સહકારને માટે વધુ ક્ષેત્ર છે અને જેમાં વ્યક્તિની શક્તિને લશ્કરી ઢાંચામાં પૂરાવાની ઓછી શક્યતાઓ છે એવા નાના વહીવટી ભૌગોલિક એકમોને વધુ સફળતા મળવાનો સંભવ છે. આ ઉપરાંત વિશ્વયુદ્ધ બીજામાં મહત્ત્વના ઔદ્યોગિક નિશાનો પર થયેલી બોમ્બવર્ષાએ વિશાળ પાયા પરના ઉદ્યોગોને સ્પર્શતા ઘણા બધા વૈજ્ઞાનિક અને વ્યૂહકૌશલના નવા પ્રશ્નો આગળ આણી મૂક્યા છે. કદાચ એ ઇતિહાસનો કટાક્ષ હશે કે બોમ્બવર્ષાનો યુગ નાના વિકેન્દ્રીકૃત ઔદ્યોગિક એકમોના યુગનાં મંડાણ કરાવે. આ મુદ્દા ઉપર તો ગાંધીજી પશ્ચિમના ચિંતકોના સામાન્ય ચીલા કરતાં ઘણા જ આગળ વધેલા પૂરવાર થશે. બર્નહામ જેવા વિચારકે એની પાશ્ચાત્ય મર્યાદાઓમાં રહી, પેલા મુનીમશાહી સમાજમાંથી છટકવા વિફળ યત્ન કર્યો છે તેને સ્થાને એમાંથી શક્ય એવા ઉગારાનો માર્ગ તો એમણે દાખવ્યો જ હશે.

## સંક્રાન્તિ

આધુનિક પરિસ્થિતિમાંથી સમાજવાદી સમાજની સંક્રાન્તિ કેવી રીતે આવવાની છે? સમાજવાદના સનાતની સિદ્ધાંતોએ કલ્પેલાં પરિવર્તનોના સ્વરૂપ કરતાં, નાના પાયા પર આર્થિક એકમો રચવાની નેમથી લેવાયેલા અહિંસક સામુહિક કાર્યને લીધે આવનારાં પરિવર્તનોનું સ્વરૂપ વિભિન્ન જ હશે. વિભિન્નત્વનો એક મુદ્દો એ માનવી અને વસ્તુ વચ્ચેના સામાજિક સંબંધને વ્યકત કરતી મિલકતની માલિકી પરત્વે હશે. સમાજવાદને એ સંબંધમાં ક્રાન્તિ આણવી છે. આગળ આપણે જોયું છે તે મુજબ અગત્યની વસ્તુ એ માલિકી નહીં પણ ઉત્પાદનના સાધનોનું નિયંત્રણ, એનો કાબુ, છે. અને રશિયામાં છે તેમ અર્થકારણ પૂર્ણપણે સમાજીકૃત હોવા છતાં એ વર્ગવિહીન સમાજમાં પરિણમતું નથી. ખાનગી મિલકતના નાશના સૂત્ર સામે ગાંધીજીએ સમાજના હિતમાં વર્તતા, મિલકતના માલિકના 'વાલીપણા'નો નૈતિક સમજાવટ અને રાજના પ્રભાવથી અમલમાં મૂકાવાનો સિદ્ધાંત રજૂ કર્યો છે. આજે પ્રવર્તમાન

હોય એ ઓછામાં ઓછા કરતાં વધુમાં વધુ બારગણી આવક આ 'વાલી' મેળવી શકે.

મિલકત ધરાવતા વર્ગના હૃદયપલટાની સંભાવ્યતા કલ્પતા આ આશાવાદ ઉપર નિંદાનો વરસાદ વરસાવાયો છે. મારે કબૂલ કરવું જોઈએ કે એમાં મારો હિસ્સો ઉમેરવાથી હું દૂર નથી રહ્યો. દુનિયાના મૂડીવાદે દુનિયાની જે દુર્દશા કરી છે તે જોયા બાદ મૂડીવાદીની 'વાલી' તરીકે કલ્પના કરવી એ પણ દુર્ઘટ લાગે છે. અને જો મૂડીવાદીને નિર્બંધ વ્યવસ્થાના સિદ્ધાન્તના ઓઠા હેઠળ માત્ર એના વિવેક અને રુચિ મુજબ વર્તવાની સત્તા મળે તો એમાં કશું આશાજનક પરિણામ ન આવે. પણ ગાંધીજીની કલ્પનામાં છે તે 'વાલી' આમ કરી જ નહીં શકે.

'વાલીપણા'ના સિદ્ધાન્તની જરા વિસ્તૃત સમીક્ષા આખી કલ્પનાને નવા સંદર્ભથી ભરી દે છે. કાયદામાં 'વાલીપણા'નો અર્થ એ છે કે અ, જેને 'અનુગ્રહિત' કહેવામાં આવે છે એવા બનાં હિતમાં મિલકતની માલિકી ધરાવે છે. જો વાલી અ એની આ કાયદેસરની માલિકીનો કશા સ્વાર્થ સારુ દુરુપયોગ કરે તો શાસન એની પાસેથી આ મિલકત લઈ લઈ શકે. એટલે જો આખું બોલીએ તો અનો માલિકીહક્ક એ કાયદેસરનું જૂઠાણું છે. આ સિદ્ધાન્તને વિસ્તૃત રીતે આજની સર્વ મિલકત અને માલિકીને લાગુ પાડીએ તો વાલીપણાનો સિદ્ધાન્ત, શાસન આજના મિલકતદારો પાસે, સમગ્ર સમૂહના લાભ અને નફા ખાતર તેનો ઉપયોગ થાય એ શરતે તે મિલકત રહેવા દે છે, તેમ થાય અને જો કોઈ મિલકતદાર એ મિલકતનો પોતાના અંગત લાભ સારુ ઉપયોગ કરે તો એને વિશ્વાસઘાત બદલ તે સ્થાનેથી દૂર કરવામાં આવે. બીજા શબ્દોમાં કહીએ તો આ વિધાનથી મૂડીવાદીને નિષ્કર્મણ્ય બનાવવામાં આવે છે. મિલકત–હક્કનાં સર્વ મૂડીવાદી વિધાનોનો આથી પરિત્યાગ કરવામાં આવે છે. માલિકે તેના કારખાનામાં, તેને રાજ્ય તરફથી કહેવામાં આવે તે જ જાતનો અને તેટલા જ પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવો; તેના કારીગરોને એણે રાજ્ય તરફથી મુકરર થયેલી રોજી આપવી; અને રાજ્યે નિયત કરેલા ભાવે ઉત્પાદિત વસ્તુઓ વેચવી. આ બધામાંથી

એને પાંચ કે છ ટકા વ્યાજ મળે. આવા મિલકતદારની સ્થિતિ, સમાજીકૃત ઉદ્યોગના નફામાંથી સાત ટકા વ્યાજ મેળવનાર સોવિયેત રશિયાના સ્ટેટ બૉન્ડઝના માલિકની સ્થિતિ કરતાં તાત્ત્વિક રીતે કયાં જુદી છે? અને ગાંધીજીએ પ્રમાણેલું વધુમાં વધુ અને ઓછામાં ઓછા વચ્ચેનું ૧૨ થી ૧ નું ધોરણ રશિયામાં પ્રવર્તતા ૮૦ થી ૧ ના પ્રમાણ સાથે તુલનામાં વધુ ઘટિત નથી લાગતું? મારાથી એવી લાગણીને દબાવી ન શકાતી કે જો માત્ર વકતવ્યની મર્યાદાઓને દૂર કરવામાં આવે તો વસ્તુતઃ અસામ્ય ઘણું ઓછું છે. જેમને મન, વાલીપણાનો માર્ગ સમાજવાદી સમાજનો સંક્રાન્તિકાળ છે, એ તર્ક જ તરંગી લાગતો હોય તેમને હું આટલો સવાલ પૂછીને જ જવાબ દઈશ: સોવિયેત સરમુખત્યારી પણ સામાજિક મિલકતની વાલી હોવાનો દાવો નથી કરતી? અને પોતાનું કાર્ય પતે સરમુખત્યારશાહી પોતે નિર્વાણ પામી લોકશાહીની પુનઃસ્થાપના કરશે એવી શ્રદ્ધા ઓછી તરંગી છે? આશાવાદના આ બે નમૂનામાં ગાંધીજીના માર્ગમાં ઓછું દુઃસાહસ છે એમ કહ્યા વિના નહીં રહી શકાય.

લૉરાં જેને વ્યાજબી રીતે તરંગી કહ્યો છે એવા ભ્રમજનક ખ્યાલની અસર હેઠળ ઘણાખરા માર્ક્સવાદીઓ 'વાલીપણા'ના સિદ્ધાંત સામે મોં મરડે છે. "મૂડીવાદી દુનિયા अ દિવસ તરફ ધસી રહી છે. ब કલાકે શોષિત જનતા એના સર્વ સામર્થ્ય સાથે માથું ઊંચકશે અને એના દુશ્મનને જેર કરી પોતાની સરમુખત્યારી સ્થાપી આદર્શ સમાજવાદી સમાજની રચના કરશે...વિભિન્નત્વ દાખવતી રેખા જરૂર અસ્તિત્વમાં છે પણ એને अ દિવસ કે ब કલાકના પ્રમાણથી નહીં ઓળખાવી શકાય. ઊલટું એ તો કદાચ કેટલાક જમાનાઓ પર્યંત પણ વિસ્તાર લે. જો સમાજવાદ પ્રતિ પ્રગતિનો અર્થ મિલકતનું ક્રમશઃ સમાજીકરણ હોય તો, જે જે ક્ષેત્રમાં અર્થરચના સમાજીકરણ માટે પૂર્ણપણે પરિપકવ ના થઈ હોય તે તે ક્ષેત્રમાં મૂડીવાદી મિલકતને એમ જ અસ્પર્શિત રાખવી એ તર્કસિદ્ધ પ્રમેય બને. એ ક્ષેત્રોમાં મૂડીવાદના નાશનો સમય આવી નથી લાગ્યો. આ સંજોગોમાં અત્યંત અગત્યની વસ્તુ તો એ છે કે એને આ છતાંય પરિવારી મુજબના શબ્દ મૂડીવાદી તરીકે ઓળખાવી શકાય

ખરી ? અને જે તંત્રમાં આપણે આજે જીવીએ છીએ તેને ન્યાયપુરઃસર 'મૂડીવાદી' કહી શકાય ?"

ખુદ કાર્લમાર્કસે મૂડીવાદી પ્રથાના આવા ક્રમિક પરિવર્તનની શક્યતા જોઈ હતી તે 'કેપિટલ'માંથી નીચે ઉધ્ધૃત અવતરણો પરથી જણાશે.

"મૂડીવાદી ઉત્પાદનની ભીતરમાં જ મૂડીવાદી ઉત્પાદનપદ્ધતિનો આ ત્યાગ છે. સ્વનાશ સાધતો વિરોધ...મૂડીવાદી ઉત્પાદનપદ્ધતિની મર્યાદામાં જ થતું એ ખાનગી મિલકતનું અવરુંધન છે. મૂડીવાદી 'સ્ટૉક કંપનીઓ' તેમજ સરકારી કારખાનાંઓને મૂડીવાદી ઉત્પાદનપદ્ધતિ પરથી સંયુક્ત ઉત્પાદનપદ્ધતિ ભણીના પ્રસ્થાન તરીકે, એકમાં વિરોધની પદ્ધતિ નકારાત્મક રૂપ લે છે, બીજીમાં સાકાર છે એટલા તફાવત સાથે ગણાવી શકાય."

આની ઉપર ટીકા કરતાં લૉરાં લખે છેઃ "માર્કસે જે વચગાળાન સ્વરૂપોની વાત કરી અને જે એના કાળમાં સાદાં અને બિલકુલ પ્રાથમિક દશામાં હતાં તે હવે તો પ્રવર્તમાન અર્થતંત્રમાં પ્રભાવશાળી આકારે નજરે ચડે છે. વસ્તુતઃ આપણે 'ઉત્પાદનના નવસ્વરૂપની સંક્રાન્તિ'માં છીએ."

આ કહેવાનો અર્થ એ નથી કે સમાજીકરણનો માર્ગ છોડી દઈને માત્ર વાલીપણાનો માર્ગ જ અખત્યાર કરવો. માલિકો અને નિયંત્રણની સરસાઈમાંથી તરી આવતું તારતમ્ય તો એ છે કે સમાજવાદી સમાજે પહોંચવાના માર્ગમાં, અને સંક્રાન્તિકાળમાં માનવી અને વસ્તુ વચ્ચેના સંબંધમાં, રાજ્યની માલિકી, સુધરાઈની માલિકી, ઔદ્યોગિક અને ધાન્યોત્પાદક સહકારી મંડળીઓ, અથવા તો મહાજનોની કે સંઘોની અને ખાનગી માલિકી જેવાં ઘણાં સ્વરૂપોને અગત્યના ભાગ ભજવવાનો રહેશે.

અને અંકુશોની વિપુલતા વધુ સારાં પરિણામ નિપજાવે. આર્થિક ક્ષેત્રમાં આપણે, અમેરિકાના બંધારણના ઘડવૈયાઓએ રાજકીય ક્ષેત્રમાં જે અંકુશો અને સમતુલાનો સ્વાધીનતાની સંરક્ષા ખાતર ઉપયોગ કર્યો છે, તેનું લાભદાયી અનુકરણ કરી શકીએ. 'વાલીપણા'ના સિદ્ધાન્તનું સાચું મૂલ્ય એના ચરમતત્ત્વમાં નહીં પણ એની સંક્રાન્તિકાળને અનુરૂપ

એવી કામગીરીની સ્થિતિસ્થાપકતામાં રહ્યું છે. અસામાજિક કૃત્ય કરનારને નેસ્તનાબૂદ કરવા પહેલાં, મિલકતના અસામાજિક ઉપયોગના ગુનાનું સામાજિક અને નૈતિક મૂલ્યાંકન કરવાનું એ ભારપૂર્વક કહે છે. જો એમાંથી બીજું કશું ય પરિણામ ન નિપજતું હોય તો પણ એ સામાજિક પરિવર્તનો સામેના વિરોધને બલહીન બનાવે છે. એ દાખવે છે કે આપણા લક્ષ્યે પહોંચતાં, રસ્તામાં કશા નવા ઉપચારો માત્ર જરૂરી જ નહીં, ઇચ્છનીય પણ જણાય. અને સાથેસાથે જ સમાજની સંસ્થાઓના પાયા વિષેના ખ્યાલમાં બતાવાતી સ્થિતિચુસ્તતાને સ્થાને પ્રયોગની તત્પરતા પણ બતાવવી જોઈએ.

રાજકીય અને આર્થિક વિચારણામાં કાર્લમાર્ક્સે બહુમૂલો ફાળો આપ્યો છે. એની અગાધ વિદ્વત્તાનાં નવાણે બધી જ સમાજવાદી પદ્ધતિના પુરસ્કર્તાઓએ પોતાની તરસ છીપાવી છે. ઇતિહાસ પર એ પોતાની ઘેરી છાપ કોતરી જાય એ અનિવાર્ય છે. પણ એક ધાર્મિક પયગમ્બરના બોધને, ધર્મસંસ્થા જેમ એક સ્થિતિચુસ્ત સ્વરૂપ આપે છે એમ માર્ક્સના બોધને અગતિશીલ બનાવવાની કશી જરૂર નથી. તે રસ્તે તો તે મહાન આત્માને દફનાવી દેવા જેવું જ થશે. "યાંત્રિક વિજ્ઞાનમાં આવેલાં પરિવર્તનોનો માર્ક્સને સ્વપ્ને ય ખ્યાલ નહીં હોય." માર્ક્સના બોધ પર સ્થપાયેલો નવો ધર્મ પણ લેનિને તિરસ્કારેલા 'જનતાના અફીણ' જેવો જ સંકુચિત અને સ્થિતિચુસ્ત હશે. માર્ક્સને પોતાને ય આવા ભયની ઝાંખી નહતી એમ નહીં કહી શકાય. જીવનના અંતિમ દિવસોમાં એણે કહ્યું જ હતું: "પ્રભુનો પાડ માનો કે હું માર્ક્સવાદી નથી."

અને આપણે માટે આજે તો 'માર્ક્સવાદી' કે હકીકતમાં 'ગાંધીવાદી' થવાની ય જરૂર કે ઇચ્છનીયતા ઓછી છે. એટલું પૂરતું નથી કે આપણે સમાજવાદીઓ છીએ? એટલું પૂરતું નથી કે આપણું ધ્યેય હજુ ય અને અત્યારે પણ હરેકની પાસેથી એની શકિત મુજબ (નું કામ) અને હરેકને એની જરૂર મુજબ (નું પારિતોષિક)ના મૂળભૂત સિદ્ધાન્ત પર રચાયેલા નિર્બંધ લોકશાહી, વર્ગવિહીન, અને આંતરરાષ્ટ્રીય સમાજનું છે? જો તેની સિદ્ધિના આપણા પ્રયત્ન દરમિયાન આપણને લાગે કે

સૈકાં પહેલાં માર્ક્સે જે બોધ અને દિશાસૂચન કર્યાં હતાં એટલાં જ ઉપયુક્ત સૂચનો આજે મહાત્મા ગાંધીજી કે એવા જ કોઈ મહાચિંતક તરફથી આપણને મળી શકે તેમ છે, તો આપણા સમાજવાદના આદર્શ અને એની પ્રાપ્તિના માર્ગોમાં એમને સમાવી દઈ એમનું બહુમાન આપણે કરવું જ ઘટે.

એક બટકબોલાએ કહ્યું છે કે આજે તો બધા જ વાદ વર્તમાનના પ્રદેશમાંથી વિદાય લઈ ભૂતકાળના પ્રદેશમાં સરકી પડ્યા છે. જો સમાજવાદીઓ પોતાના સ્વીકૃત પ્રમેયોની પુનઃપરીક્ષા વારંવાર કરતા નહીં રહે અને નવીનતર તથા દૃઢતર પાયાઓ પર પોતાના આદર્શની રચના કરતા નહીં બને તો સમાજવાદને માથે પણ આવો જ ભય છે.

★